

સ્વસ્તિક ગ્રંથમાળા પુ. ૧૦ મું. વર્ષ ૨ જું, પુ. ૫ મું.

# ઇશ્વરી ઇન્સાફ


••મૂળ લેખક••

મહર્ષિ ટૉલ્સ્ટૉય

•• ગુજરાતીમાં ઉતારનાર ••

અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી


[ શ્રી ભાનુશંકર બા. વ્યાસ M. A. ના પ્રવેશક સહિત. ]






•• પ્રકાશક ••

સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય.

૧૧૮, પ્રીન્સેસ સ્ટ્રીટ,

મુંબઇ ૨.




આવૃત્તિ પહેલી.
પ્રત અગીયારસો.

વૈશાખ સુદ ૧. સંવત ૧૯૯
તા. ૧૪-૫-૧૯૩૪.





••કિંમત••

••રૂપિયો દોઢ••

સ્વસ્તિક ગ્રંથમાળાના ગ્રાહકોને ભેટ.




••મુદ્રક••
જાદવજી પીતાંબર ઠક્કુર.
આનંદ પ્રીન્ટીંગ વર્કસ,
મેન્સન, પ્રીન્સેસ
મુંબઇ ૨.

કલાનો

મર્મ.

卐 જેમ માતાએ ધારણ કરેલા ગર્ભમાંથી કાલક્રમે બાળક ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે કલાકારના જીવનમાંથી અનુભવના ફળ રૂપે ખરી કલાકૃતિ જન્મ પામે છે. પરન્તુ કલાનાં આભાસસ્વરૂપો તો બુદ્ધિવ્યાપારથી જરૂરિયાત પ્રમાણે ગમે તે કાળે ઉત્પન્ન કરી શકાય છે.

卐 કોઇ પણ માણસ કલાનું ખરૂં સ્વરૂપ કયારે સરજી શકે ? પહેલાં તો તેણે જીવનનો ઉચ્ચતમ આદર્શ સ્વીકારવો જોઇએ, હૃદયના વિવિધ ભાવોનો અનુભવ કરી તે શબ્દમાં ઉતારવાની તેનામાં શક્તિ હોવી જોઇએ, અને એ ઉતારીને કલામય આકૃતિ આપતાં તેને આવડવું જોઇએ.

卐 જો કોઇ પણ પ્રવૃત્તિનું લક્ષ્ય આનંદ જ ગણીએ અને તે મર્યાદા પ્રમાણે તે પ્રવૃત્તિની વ્યાખ્યા બાંધીએ તો આપણી વ્યાખ્યા સાચી નહિં બને, પરન્તુ કલાની વ્યાખ્યા બાંધવામાં તો આ જાતના જ પ્રયાસો થયા છે.

卐 પણ જેમ અન્ન સ્વાદ તેના ઉત્તમ પણાની વ્યાખ્યાનું મૂળ ન હોઇ શકે તેમ આપણને ખુશ કરનારું કલામાં રહેલું તત્ત્વ કલાની વ્યાખ્યાનું કેન્દ્ર ન બની શકે. એટલે આપણને પસંદ પડે તે બધા પદાર્થોની પરમ્પરા કલાના નમુનાની જ બનેલી ન હોઇ શકે.

—ટૉલ્સ્ટૉય.

# પ્ર વે શ ક.

ટૉલ્સ્ટૉયની કલાકૃતિઓનો પરિચય કરતાં પહેલાં તેણે કરેલી કલામીમાંસા જાણવી દરેક વાચકને માટે આવશ્યક છે. એટલે જે નીતિના ધોરણો સાથે ટૉલ્સ્ટૉય કલાનો સંબંધ યોજે છે તેની અત્રે સ્હેજ ચર્ચા પ્રસ્તુત થઇ પડશે.

કલા સર્જનમાં પ્રથમ તો નવીનતા હોવી જોઇએ એવું ટૉલ્સ્ટૉયનું મન્તવ્ય છે. એક દૃષ્ટિએ આપણને એમ લાગે કે દરેક કલાકાર નવીનતા જ શોધ્યા કરે કે દર્શાવ્યા કરે એ કેમ સંભવે ? વસ્તુત: કલાકાર વિશ્વમાં જે વસ્તુઓનું અસ્તિત્વ છે તેનું જ આપણને દર્શન કરાવે છે અને તે રીતે નવીનતાની અપેક્ષા રાખવી એ કલાકારને બંધનમાં મૂકવા જેવું છે. પરન્તુ આ નવીનતા વસ્તુમાં ન હોય તો કલાકારના દૃષ્ટિબિન્દુમાં તો અવશ્ય હોવી જોઇએ. કલાકાર પોતાનું સર્જન કેવી રીતે કરે છે તેનો વિચાર કરતાં આપણને અવશ્ય જણાય છે કે જો તેનો અનુભવ, તેનું દર્શન નવાં ન હોય તો પ્રજા સમક્ષ તેવું સર્જન મૂકવાની શી જરૂર છે ? જગતનો કોઇ પણ સામાન્ય માનવી અનુભવી શકે તેવી વસ્તુ ધરનાર કલાકારની પદવી કેમ પ્રાપ્ત કરી શકે ? એટલે નવીનતા એ કલાકારમાં રહેલી વિશિષ્ટતાનું એક અંગ બને છે. પરંતુ તેનો અર્થ એમ નહિં કે કલાકાર જીવનથી દૂર ગમે ત્યાં વિચરી તરંગજન્ય નવીનતા જ કલ્પ્યા કરે. સર્જનનું ઉપાદાન તો વિશાળ માનવસમૂહ અને પ્રકૃતિમાંથી એને મેળવવું પડે, પણ સામાન્ય મનુષ્યની વ્યવહાર મગ્ન દૃષ્ટિએ જે વસ્તુ ન પડતી હોય તે કલાકારની દૃષ્ટિને આકર્ષે છે અને તેની પ્રેરણાને ઉત્તેજિત કરી તેને સર્જનમાં નિયુક્ત કરે છે. આ ર વિચારતાં નવીનતાને કલા સર્જનનું એક મહત્ત્વનું અંગ ટૉલ્સ ગણેલું છે.

કલાનું બીજું અંગ તે તેનું સ્વરૂપ સૌન્દર્ય છે. કલામાં નવીનતા હોય તેમ છતાં તેનું સ્વરૂપ સુઘટિત અને સમપ્રમાણ ન હોય તો તેની વાસ્તવિકતાને હાનિ પહોંચે છે. અને વાસ્તવિકતાના અભાવે કોઇ પણ કલાકૃતિ સર્જકના માનસનું, એના વિચારોનું ખરું પ્રતિબિમ્બ ગ્રહણ કરી શકતી નથી. આપણે કોઇ ચિત્રના સૌન્દર્યનો વિચાર કરીએ તો તરત સમજી શકીએ કે કલામાં સમપ્રમાણતાની આવશ્યકતા કેટલી છે. કલાકારે નવીનતા પ્રાપ્ત કરી હોય પણ તેને સ્વરૂપ આપવા માટે કલાસર્જનને આવશ્યક એવી સ્વરૂપ ઘટનાના જ્ઞાનની જરૂર છે. ટુંકી વાર્તા કે એકાંકી નાટક લખનાર સાહિત્યકાર, સાહિત્યના તે સ્વરૂપનાં લક્ષણો અને મર્યાદા ન જાણતો હોય તો તેના પાસે વિષય હોય તે છતાં તેનું સર્જન કલાના અંશો સંપૂર્ણપણે ધારણ કરી શકતું નથી. એટલે બાહ્ય સૌન્દર્ય એ કલાનું અવશ્યક અંગ છે અને તેનો સમાવેશ કલાના સ્વરૂપમાં થાય છે.

સર્જનનો ઉપક્રમ વિચારતાં આપણે કલાના ત્રીજા અંગ પાસે આવીએ છીએ. કલાકાર કોઇ વસ્તુ કે પ્રસંગના નિરીક્ષણથી ક્ષુબ્ધ થાય છે. એના ભાવો પ્રદીપ્ત બને છે, એના હૃદયમાં સૂક્ષ્મ સંચલન થાય છે અને એ સર્જન કરવા પ્રેરાય છે. આ સર્જનમાં કાંઇ ઉદ્દેશ ખરો કે નહિ ? કલાકાર પોતાના સર્જનને સ્થાયી અને ચોક્કસ સ્વરૂપ આપવા પ્રયાસ કરે છે. આ પ્રયાસ પાછળ એના મનમાં એક વિચાર હોય છે કે મ્હેં જે અનુભવ કર્યો તેનો અનુભવ બીજાને કરાવું. એટલે કલાકારે જે ક્ષોભ કે ભાવસંચલન અનુભવ્યું હોય તે જેટલે અંશે એ એની કલાકૃતિના પરિચયમાં આવનારને કરાવી શકે તેટલે અંશે એની કૃતિ સફળ ગણાય છે. સમાજમાં પ્રવર્તતા અનિષ્ટ અંશોના દર્શનથી કોઇ સાહિત્યકાર વાર્તા કે નાટક લખવા પ્રેરાય અને એ અનિષ્ટ અંશોનું વાસ્તવિક દર્શન એ વાચકને ન કરાવી શકે તો એનું સર્જન કલાકૃતિ કેમ બને ?

પરંતુ આવી જાતનો અનુભવ કરાવનાર કલાકારમાં એક વિશિષ્ટ ગુણની જરૂર છે, અને તે Sincerity. કલાકારને પોતાના સર્જનમાં, પોતે જે વસ્તુ બીજા સમક્ષ ધરે તેમાં સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ. ધાર્મિક ક્રિયાઓમાં જેને જરા પણ શ્રધ્ધા ન હોય તેવો કોઈ ચિત્રકાર ધાર્મિક ક્રિયાઓની ઉપયોગિતા કે ગૌરવ દર્શાવતું કોઈ ચિત્ર ચીતરે તો તેમાં Sincerity ક્યાંથી સંભવે ? અને Sincerity ને અભાવે એના સર્જનમાં પણ તેટલે અંશે ખરી કલા નહિં ઉતરે.

ઘણીવાર એવું બને છે કે સાહિત્ય સર્જક પણ જીવનની બીજી ઉપયોગી વસ્તુઓની પેઠે ઉપયોગિતાને જ લક્ષમાં રાખીને સર્જન કરે છે. જે વસ્તુની લોકમાં વધારે માગણી હોય તે વસ્તુ સર્જવા તે તૈયાર રહે છે અને લોકની માગણીને પહોંચી વળવા માટે પોતાની માન્યતાઓ અને શ્રધ્ધાનો ભોગ આપે છે. પ્રજામાં વાર્તા સાહિત્યની માંગણી હોય તો તેવું સાહિત્ય સર્જવાની જરા પણ પ્રેરણા વગર કોઈ સાહિત્યકાર તે સર્જે તો તેમાં પ્રાણ ક્યાંથી હોઈ શકે; કારણકે ખરી કલાના અસ્તિત્વવાળું સાહિત્ય જ પ્રાણવાન હોઈ શકે. આ પ્રમાણે સર્જનમાં કલાકારના જીવનની માન્યતાઓ અને તેના જ્ઞાનનો સમન્વય સધાય છે,

કલાનાં આ ત્રણ તત્વોનો વિચાર કર્યા પછી કલાના ધ્યેયની વિચારણા કરવાની જરૂર છે. અને એ વિચારણા કરતાં કલા અને નીતિના સંબંધ વિશે ટૉલ્સ્ટૉયે જે કહ્યું છે તે જોઈએ.

કલાના ધ્યેયનો વિચાર કરતાં આપણી સમક્ષ બે દ્રષ્ટિઓ ઉપસ્થિત થાય છે. એક પક્ષ એમ માને છે કે દરેક કલાનું સર્જન મનુષ્યને આનંદ આપવા માટે જ છે. અને આનંદ આપનારું તત્ત્વ કોઈ કલા સર્જનમાં હોય તો બીજાં તત્વો છે કે નહિં અથવા કેટલા પ્રમાણમાં છે તેની નિરર્થક ચર્ચા કરવાની જરૂર રહેતી નથી. આ દ્રષ્ટિ-

બિન્દુને સ્વીકારનાર કલાકાર કે સાહિત્યકાર પોતાના સર્જનમાં રહેલ સત્યાસત્યની પરવા નથી કરતો. ઘણીવાર તે માત્ર જીવનમાં અસ્તિત્વ ધરાવતાં તત્વોમાંથી અમુક લઇને તેનો તાદૃશ ચિતાર રજુ કરી સંતોષ માને છે. તે ચિતારનું પરિણામ કેવું આવશે તેનો વિચાર કરવાની તેને જરૂર લાગતી નથી. અથવા તો જીવનમાં ઉપયોગી જણાય તેવા એકાદ પ્રશ્નની ચર્ચા કરીને તે પોતાને કૃત કૃત્ય માને છે. તેવી પ્રશ્ન ચર્ચાથી સમાજની પ્રગતિ સધાય કે નહિં તે બાબત ચિન્તા કરવાની તેને જરૂર જણાતી નથી. પ્રજાની પ્રગતિ માટે નીતિની આવશ્યકતા તે સ્વીકારતો નથી એટલે નૈતિક પ્રશ્નોની અંશતઃ કે સર્વતઃ અવગણના કરતાં તે અચકાતો નથી. નીતિમાં તે ધાર્મિક માન્યતાઓનું જ પ્રતિબિમ્બ જુએ છે અને તેથી તે બધું પ્રજાના અજ્ઞાનનું અને અંધશ્રદ્ધાનું પરિણામ છે એવું વિચારી પોતાના સર્જનને નીતિથી અસ્પૃષ્ટ રાખે છે અને તેમાં ગૌરવ માને છે.

બીજે પક્ષે કલાના ધ્યેયની વિચારણા કરતાં માનવસમાજની પ્રગતિ પર ખાસ લક્ષ આપવામાં આવે છે. જગતના સર્જનમાં માનવપ્રગતિ સાધવાનો ઉદ્દેશ છે એમ આપણે સ્વીકારીએ તો આપણી પ્રવૃત્તિઓની પેઠે કલાકારની પ્રવૃત્તિ પણ પ્રગતિસાધનામાં મદદરૂપ બનવી જોઇએ. વળી દરેક કાળમાં પ્રજા પ્રજામાં અમુક નીતિનાં ધોરણો અસ્તિત્વમાં હોય છે અને તે પરથી તે પ્રજાનું ધાર્મિક જીવન આપણે સમજી શકીએ છીએ. તે ઉપરાન્ત માનવધર્મને સ્વાભાવિક એવાં કેટલાંક કાલાતીત ધોરણો પણ હોય છે જે આપણી પ્રગતિમાં ઉપકારક થઇ પડે છે. એટલે કલાકાર કે સાહિત્યકારની પ્રવૃત્તિ–એનું સર્જન પ્રગતિ મેળવવામાં ઉપયોગી ન થઇ પડે તો તે નિરર્થક ગણાય. આ પ્રમાણે કલાને નીતિથી વિયુક્ત ગણનાર, બનાવનાર કલાકાર ચિરંજીવ કલા સર્જવાને સમર્થ બનતો નથી. કલાને નીતિનાં બંધનોમાં બાંધીને

ઉપદેશાત્મક બનાવી દેવી એવો અર્થ આ દૃષ્ટિબિન્દુમાંથી ઉપજાવવાનો નથી. જ્ઞાન આપવું એ કલાકારનો મુખ્ય ઉદ્દેશ નથી. તો કલા અને શાસ્ત્રમાં કાંઇ તાત્ત્વિક ભેદ રહે નહિં. એટલે આ પ્રશ્નની વિચારણા કરતાં કળાનાં અંગોની આપણે શરૂઆતમાં કરેલી વિચારણા લક્ષમાં રાખવાની જરૂર છે–અને તેમાં કલાનું વિશિષ્ટ અંગ નવીનતા છે એ ભૂલવાની જરૂર નથી.

કલાનાં સામાન્ય તત્ત્વોની આટલી વિચારણા કર્યા પછી ટૂંકી વાર્તાના સ્વરૂપ વિશે વિચાર કરીએ. કલા વિશેની આ વિચારણા સાહિત્યને પણ લાગુ પડે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. ટૉલ્સ્ટૉયે એ ચર્ચા કલાના વ્યાપક સ્વરૂપને અનુલક્ષીને કરી છે એટલે જ અહિં સમગ્ર કલાને ઉદ્દેશીને વિચારણા કરી છે.

ટૂંકી વાર્તાનું સાહિત્ય આપણી ભાષામાં દિવસે દિવસે વધારે ખેડાતું જાય છે એ તો પ્રત્યક્ષ જોઇ શકાય તેવું છે. આ દિશામાં જે સ્વતંત્ર પ્રયાસો થયા છે તે વડે આપણા સાહિત્યને જે સમૃદ્ધિ મળી છે તેનો નિર્દેશ માત્ર બસ છે 'ધૂમકેતુ' કે 'દ્વિરેફ'ની વાર્તાઓનો ઉલ્લેખ કર્યા વગર ટૂંકી વાર્તા વિશેની કોઇ પણ ચર્ચા અપૂર્ણ લેખાય એવું મહત્ત્વનું સ્થાન એ બે લેખકોનું અને તેમની વાર્તાઓનું આપણા સાહિત્યમાં છે. એટલે વાર્તાની વસ્તુ પરત્વે દરેક ભાષામાં વાર્તા સાહિત્યનું સ્વતંત્ર સર્જન થવાનું. પણ વાર્તા સાહિત્યના સ્વરૂપ પરત્વે દરેક ભાષાને સામાન્ય એવાં ઘણાં તત્ત્વો મળશે.

સામાન્ય રીતે વાર્તાનું અસ્તિત્વ ઘણા પ્રાચીન કાળથી આપણે સ્વીકારવું પડશે. સાહિત્યમાં એનું સ્વરૂપ નિશ્ચત થયું તે પહેલાં લોક જીવનમાં એનું અસ્તિત્વ હતું એ આપણે જોઇ શકીએ છીએ. પ્રાચીન આખ્યાનો અને આખ્યાયિકાઓમાં ટૂંકી વાર્તાનું બીજ આપણે જોઇએ છીએ. પરન્તુ પ્રાચીન વાર્તામાં ઘણો અં

ઉપદેશાત્મક આપણી નજરે પડે છે એટલે વાર્તાનું કલામય સ્વરૂપ તો કાળક્રમે જ બંધાયું એમ આપણે સ્વીકારવું પડશે,

ટૂંકી વાર્તાના સ્વરૂપમાં સુબદ્ધતા અખંડિત હોવી જોઇએ. કર્તાનો ઉદ્દેશ કોઇ વિશિષ્ટ પાત્રનું સર્જન કરવાનો હોય કે કોઇ પ્રસંગનું ચિત્ર આપવાનો હોય પણ જો વાર્તાને એ ઊર્મિગીત જેવી સુઘટિત ન બનાવી શકે તો તે ખરી રીતે કલામય બની શકતી નથી. ઊર્મિગીત જોડે ટુંકી વાર્તાની સરખામણી માત્ર બાહ્ય સ્વરૂપ પૂરતી નથી. અન્તઃ સ્વરૂપમાં પણ એ સરખામણી અંશતઃ જોઇ શકાય. વાર્તા અને ગીતમાં તાત્વિક ભેદ છે એ ભલે પણ જે ચિત્તક્ષોભ સર્જકશક્તિને પ્રેરણા અર્પે છે અને પ્રેરણાને વહન અર્પે છે તે તો બન્નેના મૂળમાં વ્યાપાર કરે છે.

આ પ્રમાણે ટૂંકી વાર્તાના સુગ્રથિત સ્વરૂપનો વિચાર કરીએ તો ન્હાની ન્હાની વિગતો એમાં વિસ્તારથી આવવી ન જોઇએ એ પણ આપણને સ્પષ્ટ થાય છે. વાર્તાકાર જેટલી વિગતો, જેટલી વસ્તુ ધ્વનિથી દર્શાવી શકે તેટલી વસ્તુઓની વિગતમાં ઊતરતાં એને સંયમ જાળવવો પડે છે અને આવો સંયમ ટૂંકી વાર્તાના લેખકમાં વધારે આવશ્યક છે. આ સંયમ જાળવવામાં એની દર્શન શક્તિ એને મદદ કરે છે. સાહિત્યકારની દર્શન શક્તિ સામાન્ય મનુષ્યથી કેટલેક અંશે જુદી પડે છે, જે તત્ત્વ સાહિત્યકાર જુએ છે તેની વિશિષ્ટતા ઘણુંખરું સામાન્ય મનુષ્યથી અદષ્ટ હોય છે અને આવી વિશિષ્ટતામાં એકાગ્ર થયેલી શક્તિ સાહિત્યકાર સાધે એટલે શિષ્ટ સંયમ એનામાં સ્વાભાવિક રીતે ઊતરે છે.

ટૂંકી વાર્તાનું સાહિત્ય આ જીવન-કલહના અને વ્યવસાય પ્રધાન યુગમાં ઉત્પન્ન થયું છે અને પોષાયું છે એમ કહેવું એ સંપૂર્ણ સત્ય નથી. જીવનની અમુક પરિસ્થિતિને અંગે આવા સાહિત્ય તરફ પ્રજાની મનોવૃત્તિ આકર્ષાય એ ભારે સત્ય હોય પણ એટલા પરથી જ એ

સાહિત્યને અર્વાચીન યુગનું વિશિષ્ટ લક્ષણ માનવું એ ઉચિત નથી. વસ્તુત: આપણી કલાદૃષ્ટિનો જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ તેમ કલાને ન્હાના સ્વરૂપમાં કેન્દ્રિત કરવાને આપણે પ્રવૃત્ત થતા જઇએ છીએ. અણુમાં બ્રહ્માંડનું દર્શન કરવું એ પણ આવી જ જાતની કલાદ્રષ્ટિ છે. એટલે ટૂંકી વાર્તાઓનું સાહિત્ય કે ટૂંકા નાટકો કલા-દ્રષ્ટિના વિકાસ–સ્વરૂપનો નિર્દેશ કરે છે એમ પણ કહી શકાય. માટે કલાપૂર્ણ ટુંકી વાર્તાઓ લખવી એ બહુ સરળ કાર્ય છે એવો ભ્રમ દૂર થવાની જરૂર છે. અનેક વાર્તાઓ લખનારની બધી વાર્તાઓ સર્વાંશે કલાપૂર્ણ નથી જણાતી એનું પણ આજ કારણ છે.

ટૉલ્સ્ટૉયે જે વાર્તાઓ લખી છે તેમાં મુખ્ય બે વસ્તુ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એક એની વિશુધ્ધ કલાદ્રષ્ટિ અને બીજી એનું સરળ આલેખન. જે જીવનમાંથી એણે પોતાની વાર્તાઓ માટે વસ્તુ મેળવ્યું છે તેને અંગે આ બે લક્ષણો એની વાર્તાઓમાં ઊતર્યાં છે. સાહિત્ય વ્યાપક હોવું જોઇએ એ માન્યતાને આધારે પ્રજામાં તરત લક્ષમાં ન આવે એવા થરમાંથી વસ્તુ મેળવવા એ પ્રેરાયો છે. વસ્તુત: જીવનનું કોઇ પણ સ્વરૂપ સર્જનના ઉપાદાનનાં તત્ત્વો પૂરાં પાડી શકે છે. એટલે સર્જકમાં વિશાળ અને દૂરગામી દ્રષ્ટિ હોય તો ગમે તે ક્ષેત્રમાંથી સાહિત્ય સર્જન માટે એને પ્રેરણા મળી રહે છે. આવી પ્રેરણા મેળવનારા પ્રગલ્ભ સાહિત્યકારો હોય ત્યારે સાહિત્ય અમુક વર્ગનું વિલાસનું સાધન બનતું અટકે છે અને એનો વિકાસ સ્વાભાવિક રીતે સધાય છે.

આ ગ્રન્થમાં ટૉલ્સ્ટૉયની એક લાંબી વાર્તા અને બીજી કેટલીક ટૂંકી વાર્તાઓનો સમાવેશ કરેલો છે. કલા અને નીતિનો એણે સ્વીકારેલો સમ્બન્ધ આ બધીય વાર્તાઓમાં વ્યાપક છે. લાંબી વાર્તામાં

જે મૂળ પ્રસંગ ઉપર એણે સર્જન કર્યું છે તે કદાચ આપણા લોકજીવનમાં આપણી નજરે ન પડે; પણ એ પ્રસંગને લીધે ગ્રામજીવનનાં અને ગ્રામપ્રજાનાં જે સારાં અને નરસાં તત્ત્વોનો ચીતાર એણે આલેખ્યો છે તેમાં માનવજીવનનાં કેટલાંક વ્યાપક અંશોનું નિરૂપણ છે. વળી જે કરુણતાની છાયા એણે વાર્તામાં મૂકી છે તે વાર્તાને વધારે આકર્ષક અને હૃદયસ્પર્શી બનાવે છે. કલાકાર ન્યાયાધિશની પેઠે તોળી તોળીને કે કાયદાના બન્ધનોમાં જકડાઇ ન્યાય નથી ચૂકવતો એટલે એવી વ્યાવહારિક તુલનાની એનામાં અપેક્ષા રાખવી આવશ્યક નથી અને એવી તુલના વગર પાત્રોને અન્યાય થઇ બેસે છે એમ માનવું ઉચિત નથી. વસ્તુતઃ એ તો અંતઃક્ષોભ આપણા હૃદયને સર્વાંશે સ્પર્શે છે અને આપણને સમભાવી બનાવે છે એટલું જ બસ છે. વળી નીતિ અને સદાચાર પ્રજાના અમુક સંસ્કૃત વર્ગમાં જ હોય એમ માનવું એ પણ ભ્રમ છે. આ સત્યનું દર્શન પણ આપણને આ વાર્તામાં થાય છે.

ટૂંકી વાર્તાઓમાંથી જે વાર્તાઓ અહીં ઉતારવામાં આવી છે. તે જુદા જુદા વિભાગમાં વ્હેંચાએલી છે. તેમાંની બે વાર્તાઓ “જગતનો ન્યાય” અને “કેદી” બાલ–વાર્તા વિભાગમાંથી લેવાયેલી છે. બન્ને વાર્તાઓમાં હૃદયના વિવિધ ભાવોનું આલેખન ટૉલ્સ્ટૉયે કલાના પોતે સ્વીકારેલા સ્વરૂપને લક્ષમાં રાખીને કલાત્મક રીતે કર્યું છે. આવી વાર્તાઓ બાલ માનસ ઉપર નીતિ અને ઇશ્વર વિશે સ્પષ્ટ છાપ પાડી શકે છે અને એ માટે તે બાલ–વિભાગમાં ગણવામાં આવી છે ટૉલ્સ્ટૉયના કલાના સિધ્ધાન્તો પ્રમાણે “જગતનો ન્યાય” ની વાર્તા એક શુદ્ધ સાહિત્યનો અને કલાનો નમુનો છે. પાત્રો અને પ્રસંગોની યોજના પણ સરળતાવાળી અને બાલકને પણ રુચે એવી સ્વાભાવિક છે.

"વિચિત્ર ન્યાય" ની વાર્તા લોકપ્રિય વાર્તા વિભાગમાંથી લીધેલી છે. સાધારણ રીતે લોકપ્રિય વાર્તાઓમાં કલાની રચના અને રૂપસૌષ્ઠવની બહુ અપેક્ષા રહેતી નથી. એનું ધ્યેય પ્રગતિ સૂચક હોય તો બસ છે. આ રીતે જોતાં આ સરળ વાર્તા લોકપ્રિય ગણાય એ સ્વભાવિક છે, વળી આપણા જીવનમાં અસ્તિત્વ ધરાવતા મૂર્ખત્વના અંશોનું દર્શન કરાવી આપણને સન્માર્ગે દોરવા એ કર્તાનો ઉદ્દેશ પણ સ્પષ્ટ જ છે. બાલકમાં પણ રસ ઉત્પન્ન કરે એવી ટૉલ્સ્ટૉયની નિર્દોષ સરળતા અહિં પણ દ્રષ્ટિએ પડે છે.

"વિજેતા" અને "બાળલીલા" એ બે વાર્તાઓ ટૉલ્સટૅાયે અમુક ચિત્રોને ઉદ્દેશીને એ ચિત્રોના વિચારને મદદરૂપ થઇ પડે એ માટે લખેલી છે. ક્ષણિક પ્રસંગોને વશ થઇને ભ્રમિત બનેલાં માનવ જીવનમાં કેવો અનિષ્ટ કલહ ઉત્પન્ન કરે છે તે અત્રે દર્શાવાયું છે. અને એવો કલહ દૂર કરી જીવનને શાન્ત અને નિર્મળ બનાવવું એ પણ મનુષ્યની જ શકિતમાં છે એનો નિર્દેશ પણ કરવામાં આવ્યો છે.

આ અને આવી આવી બીજી બેએક વાર્તાઓના સમાવેશથી આ ગ્રન્થ ટૉલ્સ્ટૉયની વાર્તા સાહિત્યના પ્રતિનિધિરૂપ બને છે. ટૉલ્સ્ટૉય જેવા નીતિમાન અને વિશાળ દ્રષ્ટિવાળા સાહિત્યકારનું સાહિત્ય પરભાષામાં ઉતરતાં બહુ મુશ્કેલ ન પડે એ સ્વાભાવિક છે. એટલે જ ભાષાન્તરકાર ભાઇ અરવિન્દ શાસ્ત્રીને આ વાર્તાઓને ગુજરાતી ભાષામાં ઉતારવામાં અને આપણા સમાજને અનુરૂપ બનાવવામાં ઠીક સફળતા મળી છે શિષ્ટ સાહિત્યના ભાષાન્તરોથી કોઇપણ ભાષા સમૃદ્ધ બને છે. અંગ્રેજી ભાષામાં જગતભરના શિષ્ટ ગ્રન્થોના ભાષાન્તરોથી આવી જાતની સમૃદ્ધિ આવી છે એ પ્રગટ સત્ય છે. આપણે ભાષામાં પણ પોતાની મર્યાદા સમજીને કોઇ લેખક ભાષાન્તરની પ્રવૃત્તિ હાથ

ધરે તો તે સર્વથા ઇષ્ટ છે. અપૂર્ણ અને કલાહીન સર્જન કરવામાં ગૌરવ માનવું એના કરતાં કલામય સાહિત્યનું રૂપાન્તર કરવું એ વધારે પ્રમાણિક પ્રયાસ છે. એવા પ્રયાસો કરતાં કરતાં કલાશક્તિ જાગ્રત થાય અને સતેજ બને ત્યારે કલાત્મક સર્જન આપોઆપ અને સ્વાભાવિક રીતે થાય તો તે આશીર્વાદ સમાન બને છે.

ભાઇ અરવિન્દ શાસ્ત્રી એમની સાહિત્ય પ્રવૃતિને નિર્મળ રાખે અને પ્રગતિમાન બનાવે એવી મારી શુભેચ્છા છે.

**ભાનુશંકર. બા. વ્યાસ**

---

**હવે પછી**

મંગળ સૂત્ર.



જગતનાં જ્યોતિર્ધરો

[ આદ્ય અને અર્વાચીન: ]



ફુંડાળાં



બેનીટો મુસોલોની



## અનુક્રમ.



ચિત્રકાર :

રા. કનુ દેસાઇ.

# નિવેદન.



ગાંધીજીના ગુજરાતને મહાત્મા ટૉલ્સ્ટૉયની ઓળખ આપવાની જરૂર નથી. મહર્ષિ ટૉલ્સ્ટૉયના જીવનથી તેમજ તેમના સુવિચારોથી ગુજરાત પરિચિત છે. અત્યાર સુધીમાં તેમનાં અનેક પુસ્તકોનાં ગુજરાતીમાં ભાષાન્તર થયાં છે અને હજુ પણ થતાં જાય છે.

આ દિશામાં 'પ્રસ્થાન'ની ટૉલ્સ્ટૉય ગ્રંથાવળી અને હિન્દીમાં 'સાહિત્ય મંડળ' આશ્ચર્યકારક પ્રગતિ કરી રહ્યું છે જે ખરેખર નોંધવા લાયક છે.

'ઇશ્વરી ઇન્સાફ' એ મહાત્મા ટૉલ્સ્ટૉયની 'Polikushka' નામક વાર્તાનું રૂપાંતર છે. જ્યારે બીજી વાર્તાઓ તેમના નવલિકા સંગ્રહમાંથી લેવામાં આવી છે. ટુંકી વાર્તાઓમાંની કેટલીક ગુજરાતીમાં પુસ્તકાકારે યાતો માસિકોમાં આવી ગઇ છે. જ્યારે 'પોલીકુશ' ને ગુજરાતીમાં ઉતારવાનો આ પ્રથમ જ પ્રયાસ છે.

'પોલીકુશ'ની વાર્તામાં મહાત્મા ટૉલ્સ્ટૉયે ભરતી વિષયક તેમજ રંગરૂટોના જીવન પ્રત્યે અચ્છો પ્રકાશ ફેંક્યો છે. પોલીકુશનું પાત્રાલેખન એવું તો અજોડ યશસ્વી અને કરૂણ આલેખાયું છે કે જે વાંચતાં રશિયાના વિપ્લવયુગનો મહાન લેખક તુર્ગનેવ પોતાના એક મિત્રને પત્ર લખતાં જણાવે છે કેઃ—

"તમારા ગયા પછી હું ટૉલ્ટૉયની 'પોલીકુશ' વાંચી ગયો છું. ખરેખર હું તેમની પ્રભાવશાળી બુદ્ધિ અને વિદ્વતાભરેલી શક્તિથી આશ્ચર્ય પામ્યો છું. પરન્તુ તેમણે જોઇએ તે કરતાં વધુ પડતું સાહિત્ય અંદર નાંખ્યું છે. અને બીચારી બચ્ચીને તેમણે ડૂબાવી મારી નંખાવી

"આપની મરજીની વાત છે, શ્રીમતીજી! પણ જો કાલુ કુટુમ્બમાંથી કોઇને જવું પડશે તો મહા અનર્થ થશે. બીચારાં સીધાં-ભલાં મનુષ્યો છે! આપણા નોકર વર્ગમાંથી કોઇ નહિં જાય તો જરૂર તે કુટુમ્બ પર આફત ઉતરશે, પણ એ તો પછી આપના હાથની વાત છે."

આમ બોલી તેણે પોતાનો જમણો હાથ પગ પર ટેકવી મસ્તકને જમણા ખભા તરફ વાળ્યું, પાતળા હોઠ મુખમાં ખેંચી લીધા, આંખો જરા આમતેમ ફેરવી અને પછી એક પણ શબ્દ બોલ્યા વગર શ્રીમતી જે કાંઇ કહે તે સાંભળવા તત્પર બન્યો.

એ મુનીમ હતો. શ્રીમતીને તે કંઇ અગત્યની વાત કહેવા આવ્યો હતો. તેનું માથું સાફ કરેલું હતું, અને તે ઉપર એક સુન્દર ઘાટીલી પાઘડી મુકેલી હતી. મુનીમો પહેરે છે તેવો લાંબો ડગલો પહેરી તે ઉપર મોટી લાલ કિનારીનો ખેસ નાંખેલો હતો. તેને જોતાં જ આપણને જણાઇ આવે કે તે કોઇ મ્હોટા ઘરનો મુનીમ કે કારભારી હોવો જોઇએ.

શીઆળાની સુન્દર ઋતુ અને સ્હાંજનો સમય હતો. પક્ષી–વૃન્દ કિલકિલાટ કરતું પોતાના માળા તરફ જઇ રહ્યું હતું. આ સમયે મુનીમ અને શ્રીમતી સૈન્યની ભરતી વિશે ચર્ચા ચલાવી રહ્યાં હતાં. તેમના રાજ્ય પર એક બળવાન રાજા ચઢી આવ્યો હતો. આથી રાજાએ પોતાના તમામ જાગીરદારો પાસેથી તેમની વસ્તીના પ્રમાણમાં માણસોની ભરતી કરવાનાં ફરમાન છોડયાં હતાં. નક્કી કરેલા સમયે સૌ જાગીરદારોએ પોતાના માણસોને રાજ્યમાં મોકલી દેવાના હતા. શ્રીમતીને પણ ત્રણ સશક્ત અને કાબેલ મનુષ્યો લશ્કરી ભરતી માટે મોકલવાનો હુકમ આવ્યો હતો. બે માણસો માટે પ્રબન્ધ થઇ ગયો હતો. માત્ર હવે એકની જ વ્યવસ્થા કરવાની બાકી હતી. શ્રીમતીની જમીનદારીમાં કાલુ પરિવાર નામે એક કુટુમ્બ રહેતું હતું. આ કુટુમ્બના ત્રણ યુવાનો સૈન્યમાં મોકલવા યોગ્ય હતા. પણ મુનીમ આ કુટુમ્બને બચાવી માધુને મોકલવા માંગતો હતો અને એથી જ તે એને માટે આડકતરી રીતે આગ્રહ કર્યા કરતો હતો.

માધુ મહેલનો જ એક નોકર હતો. લોકોમાં તેની ગણત્રી ચોર માણસમાં થતી હતી. આખું ગામ તેના ચોરસ્વભાવથી પરિચિત હતું. કોઇ તેના પર વિશ્વાસ મુકી શકતું નહિં. માધુ કેટલીએ વખત દારુ, ઘાસ, અનાજ વગેરે નજીવી ચીજોની ચોરી કરતાં પકડાયો હતો. આમ છતાં પણ શ્રીમતી તેની પ્રત્યે તેમજ તેના બાલકો તરફ અપૂર્વ સ્નેહ રાખતી હતી. માધુને કુટેવોમાંથી મુક્ત કરવાને માટે તે અનેક પ્રયત્નો કરતી. ઘણી વખત કલાકોના કલાક તે માધુને પોતાની પાસે બેસાડી તેને ધર્મગ્રન્થો સંભળાવી સચ્ચાઇ અને ઇમાનદારીના પાઠો શીખવતી હતી; માધુ સૈન્યમાં જાય તેવી તેની ઇચ્છા જ નહોતી. તેમજ કાલુ કુટુમ્બમાંથી પણ કોઇ જાય તેમાં પણ તે રાજી નહોતી. પણ એથી શું? વાત દીવા જેવી સ્પષ્ટ હતી કે જો માધુ ન જાય તો કાલુ પરિવારમાંથી કોઇને પણ ગયા વગર ચાલે તેમ નહોતું.

"હું તો કાલુનું પણ ખરાબ થાય તેમ ઇચ્છતી નથી." શ્રીમતીએ વેદનાયુક્ત સ્વરે કહ્યું.

મુનીમ કહેવા ઇચ્છતો હતો કે–"તો પછી ચારસો પચાસ રૂપિયા ખર્ચી એક માણસ કેમ નથી આણતા?" પણ આ શબ્દો ઉચ્ચારતાં તેની જીભ ન ઉપડી.

જ્યારે તે કંઇપણ બોલી શક્યો નહિ ત્યારે તે આમતેમ દ્રષ્ટિ દોડાવવા લાગ્યો. ઘડીમાં દરવાજા પર તો ઘડીમાં ભીંત પર કે પછી શ્રીમતી પર તેણે નજર નાંખવી શરુ કરી. આ દરમ્યાન શ્રીમતીની વાક્‌ધારા તો ચાલુ જ હતી. તે એટલે સુધી કે રઘુનાથને (મુનીમને) કંટાળો આવવા માંડ્યો. પરન્તુ તે ભાવ તેણે મુખપર દર્શાવ્યો નહિં. આ બાજુ શ્રીમતીનું બોલવું પુરું થતું જ નહોતું, અન્તે પોતાને ઉંઘ આવશે એવા ભયથી તેણે વાત ટુંકાવવા કહ્યું:—

"ઠીક, આપની જેવી આજ્ઞા. પણ વાત એમ છે કે ગામની પંચાયત આજે બેઠી છે. અને તે આ વિષેનો નિર્ણય જેમ બને તેમ ત્વરાથી કરવા કહે છે. રાજાની આજ્ઞા છે કે વીસ દિવસ સુધીમાં રંગરૂટોને શહેરમાં મોકલી આપવા. ગામનું માનવું છે કે કાલુ પરિવાર સિવાય બીજા કોઇ પણ કુટુમ્બની સ્થિતિ માણસો મોકલવાની નથી. પરન્તુ આ તેમની ભૂલ છે. હું કાલુ કુટુમ્બની કંગાલીયતથી સંપૂર્ણ માહિતગાર છું. આજે તે ડોસો કેવી દયાજનક અવસ્થામાં પોતાના કુટુમ્બ કબીલાનું પોષણ કરી રહ્યો છે તેની તો કોઇને ખબર જ નથી. હજુ તો હમણાં જ તેનો ભત્રીજો ઉમ્મર લાયક થઇ કંઇ મદદ કરી શકે તેવો થયો છે, તેટલામાં તો વળી પાછી આફત ઝઝૂમી રહી છે. એ ચાલ્યો જશે તો આપણો કર પણ અટકી જશે. આપ આ બધું સમજો છો, હું તો આપનો સેવક છું. આપનું હિત એ મારું હિત

અને એથી જ આમ બોલું છું.........પછી જેવો આપનો વિચાર...! કાલુનું જે થવાનું હશે તે થશે. એ તે મારો શું સગો છે કે મારે એની વકીલાત કરવાની જરૂર પડી! મારે એવી તે શી ગરજ છે......?"

"રઘુનાથ, કેમ આવી વાતો કરે છે? મારા મનમાં એવો વિચાર જ નથી." શ્રીમતીએ તેને બોલતાં અટકાવી કહ્યું. પણ એ જ ક્ષણે તેને સન્દેહ આવ્યો કે જરૂર કાલુએ રઘુનાથની મુઠ્ઠી ગરમ કરી હશે!

"જી, હું તો એ માટે કહેતો હતો કે આખા ગામમાં તેના જેવો બીજો ખેડુત શોધ્યો જડવો મુશ્કેલ છે. બીચારો મહેનતુ અને ખાનદાન છે. કાલુ તો આજે ત્રીસ વર્ષથી રોજ નિયમિત મન્દિરે દર્શને જાય છે. દારુને તો તે અડકતો જ નથી. આજસુધીમાં એકપણ અપશબ્દ તેણે કોઇને કહ્યો નથી, તેમ જ કોઇની અદેખાઇ પણ કરી નથી. એ ભલો અને એનું કામ ભલું. બધાથી મુખ્યવાત તો હું એ કહેવા માંગું છું કે એ બુઢ્ઢાને માત્ર બે જ પુત્ર છે. બીજા તો એના ભત્રીજા છે કે કે જેમને તેણે ધર્મના નામ પર ઘરમાં આશ્રય આપ્યો છે. એક બીજી મુદ્દાની વાત એ છે કે ઘણા લોકોએ અગમચેતી વાપરી પોતાના છોકરાઓને જુદા ઘરોમાં વસાવ્યા છે અને એથી તેઓ આ મુશીબતમાંથી બચી ગયા છે. કાલુ ગરીબ અને ભોળો છે. દુનિયાની ગતાગમથી તે અજાણ છે. આ એના ભોળા અને સખાવતી સ્વભાવનું જ પરિણામ છે."

એના પાછલા શબ્દો શ્રીમતી સમજી શકી નહિ, કારણ કે એનું ધ્યાન રઘુનાથના ડગલાના બટન પર હતું ઉપરનું બટન મજબુતાઇથી સીવેલું હતું. વચ્ચેનું બટન ઢીલું થએલું હોવાથી પડવા માટે તલપી

રહ્યું હતું. આમ બેધ્યાન હોવા છતાં પણ રઘુનાથ શું કહેવા માંગે છે તે શ્રીમતી સમજી ગઇ હતી. તેણે કહ્યુ:—

"રઘુનાથ! ઘણા આશ્ચર્યની વાત છે કે તું હજુ પણ મારું કહેવું સમજી શકયો નથી! મારી એવી જરાપણ ઇચ્છા નથી કે કાલુ કુટુમ્બમાંથી કોઇપણ જાય. જે લોકો મારા આશ્રયે આવે છે. અને જેઓ મારે ત્યાં નોકરીએ રહ્યા છે, તેમનું ભલું ઇચ્છવું એ હું મારો પોતાનો ધર્મ સમજું છું. કાલુ કે માધુ ને મોકલ્યા વગર જો બીજો રસ્તો થઇ શકતો હોય તો તે માટે હું મારું સર્વસ્વ ન્યોચ્છાવર કરવા તત્પર છું." (હું (ટૉલ્સટૉય) નથી જાણતો કે મુનીમના મનમાં વિચાર આવ્યો કે નહિ, કે માધુની રક્ષા માટે સર્વસ્વ અર્પણ કરવાની કંઇ જરૂર નથી માત્ર ચારસો પચાસ રૂપિયા આપવાથી કામ થઇ જતું હતું. કદાચ આવ્યો પણ હશે, પરન્તુ તે કહેવાનું સાહસ તેનાથી થયું નહિ હોય?)

"મારે માત્ર એટલું જ કહેવાનું છે કે, હું કોઇ પણ પ્રકારે માધુને મોકલવા માંગતી નથી. પહેલાં જ્યારે તેણે ઘડિયાળની ચોરી કરી હતી ત્યારે તે પોતે મારી પાસે આવ્યો, ઘુંટણીએ પડયો અને હાથ જોડી કાલાવાલા કરતો કહેવા લાગ્યો–'મા, મારો આ ગુન્હો ક્ષમા કરો! હું ફરીથી આવું નહિ કરું! મારા વ્હાલા બાળકના કસમ છે. દયા કરો!' અને તે મારે પગે વળગી ચોધાર આંસુએ છાતીફાટ રડયો. તે જ ક્ષણે તેણે ફરી ચોરી ન કરવાની પ્રતિજ્ઞા કરી. મેં તેને માથે હાથ ફેરવી બેઠો કર્યો. લગભગ બે કલાક સુધી મેં એને બોધ આપ્યો. પરિણામે નેકીને માર્ગે જવાનો નિશ્ચય કરી તે પોતાને ઘેર ગયો. આજે આ બનાવને સાત મહીના પસાર થઇ ગયા છે. એ દરમ્યાન તેણે કોઇ પણ વખત પ્રમાદ કર્યો નથી. કોઇ દિવસ શરાબ પીધો નથી અને હંમેશાં પ્રભુપ્રાર્થના કરે છે. તે દિવસે તેની સ્ત્રી કહેતી હતી કે હવે તો એનામાં

આસ્માન જમીનનો ફરક પડી ગયો છે. બતાવો, જ્યારે માધુ આવો સુધરી ગયો છે ત્યારે હું તેને સૈન્યમાં મોકલવાની સજા શી રીતે કરી શકું ? એ ઉપરાંત જે પાંચ બાળકોનો પિતા હોય, જેના કુટુમ્બનો ભાર એકની ઉપર જ હોય તેવા મનુષ્યને સૈનિક બનાવવામાં નરી અધમતા છે–ક્રૂરતા છે. હું એને ઘોર પાપ સમજું છું.........બોલ રઘુનાથ તારો આ વિશે શો અભિપ્રાય છે ?"

આટલું બોલી તેણે પાણી પીવા માંડયું. રઘુનાથ શાન્તિથી ઉભો રહી શ્રીમતીની સામે જોઇ રહ્યો.

"તો પછી કાલુનો જ વિચાર કરવો રહ્યો ?" તેણે કહ્યું.

"તું એમ ધારે છે કે હું એને મોકલવા માંગતી હઇશ ? જરા સમજ તો ખરો ? શું મારે ને એને વેર છે કે હું એનું બુરું ઇચ્છું ? મેં તો હજુ એને મારી સગી આંખે જોયો પણ નથી. ઇશ્વર સાક્ષી છે. જો એ બચતો હોય તો તેને બચાવવા માટે હું મારાથી થતું કરવા તૈયાર છું. સમજી લે કે, માધુને બદલે કાલુ જાય એવો મારો લેશ માત્ર પણ વિચાર નથી. બતાવ, હવે હું શું કરું કે જેથી આ આફત ટળે? (આશ્ચર્યની વાત તો એ હતી કે એના મનમાં પૈસા આપી કોઇ માણસને મોકલવાનો વિચાર સરખો પણ ન આવ્યો. નહિ તો ચારસો પાંચસો રૂપિયા ખરચી એ સહેલાઇથી તેમ કરી શકે એમ હતું.) હું એમાં જાણું પણ શું ? મારે તારા પર જ વિશ્વાસ રાખવો રહ્યો...જા, તને જે યોગ્ય લાગે તે કર..........પણ એવું કરજે કે જેથી બધા ખુશીમાં રહે.......મારું તો તને આટલું જ કહેવું છે. અને કરવું પણ શું ?.........કાલુને મોકલતાં પણ મુશ્કેલી નડે છે ! હાં, પણ જરા ધ્યાન રાખજે, માધુને મોકલશો નહિ......એ કોઇ પણ પ્રકારે જઇ શકશે નહિ ! યાદ રાખજે એને મોકલવાનો વિચાર કરતાં જ મારું હ્રદય ધબકારા મારે છે.............."

એની વાક્ધારા કોણ જાણે ક્યાં જઈ અટકે તે પહેલાં તો એક દાસીએ તેના ઓરડામાં પ્રવેશ કર્યો.

"શું છે, દુલારી ?"

"એક ખેડુત મુનીમજીને પૂછવા આવ્યો છે કે, પંચ ક્યાં સુધી તેમની રાહ જુવે ?"

"તો, રઘુનાથ જાઓ, જે યોગ્ય લાગે તે કરો."

"જી." એક પણ શબ્દ તેણે કાલુ સબંધી ઉચ્ચાર્યો નહિ–"પણ પેલા દાણાવાળાના પૈસા માટે કોને મોકલીએ ?"

"શું માધવ શહેરમાંથી નથી આવ્યો ?"

"જી, નહિ."

"રામસિંહને મોકલો !"

"બાપુજીને તો સ્હવારના કામે મોકલ્યા છે." દુલારીએ ટકોર કરતાં કહ્યું.

"હું પોતે જાઉં ?"

"ના, તારી તો ઘણી જરૂર છે."

"તો પછી કોણ જશે ?"

"કેટલા રૂપિયા છે? શ્રીમતીએ વિચારમાં પડી પૂછ્યું

"છસો ત્રાણું."

"દેવસિંહને મોકલીએ ?"

"માધુને મોકલી દો !" શ્રીમતીએ એકાએક ઉચ્ચાર્યું.

"માધુને ?"

"હા, માધુને." મુનીમ સામે ટીકીને જોતાં તેણે નિશ્ચયાત્મક ભાવે કહ્યું.

રઘુનાથે હોઠ હલાવ્યા, જાણે હસવાનો ન હોય! પણ પછી તરત જ સ્થંભી ગયો.

"એને મારી પાસે મોકલી આપ." શ્રીમતીએ આજ્ઞા કરી.

"જી," અને રઘુનાથે પંચાયતના મુકામ તરફ પગલાં ભર્યાં.

(૨)

માધુ અભાગી હતો. તેની ઇજ્જત એક કોડીના જેટલી પણ નહોતી, એ ગામનો મૂળ રહેવાસી નહોતો. ગુમાસ્તાઓ, નોકરો, દાસીઓ વિગેરે બધાં જ તેને અવિશ્વાસની દ્રષ્ટિએ જોતાં. એના પરિવારમાં સાત જણ હતા. રહેવાનું મકાન ભાંગ્યુ તૂટયું અને ઢંગધડા વગરનું હતું. મકાનમાં લાકડાની દિવાલો બનાવી ચાર ઓરડીઓ બનાવવામાં આવી હતી. ખુણા પરની ઓરડી માધુની હતી. બીજી ત્રણ ઓરડીઓમાં બીજાં હલકાં લોક રહેતા હતા. મકાન અન્ધકારથી ભરેલું અને એવું તો જર્જરીત હતું કે એમાં ચોર પણ દાખલ થવાની હિંમત ન કરે તૂટેલો ખાટલો, ન્હાનું ભાંગ્યુ તૂટયું પારણું, થોડા ફાટેલાં ગોદડાં અને દસબાર વાસણો એ આ અભાગી પરિવારનો સામાન હતો. જ્યારે પોષ મહિનાની સખ્ત થંડી પડતી ત્યારે આ કુટુમ્બપર મહા આફત પડતી. આખા કુટુમ્બને ઓઢવાને માટે માત્ર એક જ ન્હાનું બનૂસ હતું, પણ તે વળી કેટલાને ચાલે? થંડી દૂર કરવા માટે ન્હાના બાલકો તો આમતેમ દોડીને કે ફરીને વખત પસાર કરતાં, જ્યારે મોટાં આખો દિવસ સખ્ત પરિશ્રમમાં રચ્યા પચ્યા રહેતાં, તેથી ટાઢ દિવસે વિશેષ જણાતી નહોતી. રાત્રિના આ કુટુમ્બ મુશ્કેલીમાં મુકાતું. ટાઢ કકડીને પડતી. શરીરની

ચામડીઓ પણ ફાટી જતી. શરીર પરથી વસ્ત્ર જરા પણ દૂર કરવાનું સાહસ થઇ શકતુ નહોતું. આવી સ્થિતિમાં આ પરિવાર શું કરે! ચુલામાં લાકડાં સળગાવી આખું કુટુમ્બ તેની આસપાસ ઓઢયા વગર પડી રહેતું આમ દિવસો પર દિવસો જતા. 30954

સાધુની સ્ત્રી જાનકી સાક્ષાત્ ગૃહદેવી સમી હતી. આખા ઘરનો કારભાર તે એવી તો ખુબીથી ચલાવતી કે પાડોશીઓ તેમજ મહોલ્લાના લોકો પણ આશ્ચર્ય પામતા. તે પતિ અને બાલકોના કપડાં ધોતી સીવતી તેમજ જાતે જ કાંતી વણતી પણ હતી. આ કામ સિવાય તે મોટે ઘેર પાણી ભરીને, દળણું દળીને કે પછી વાર તહેવારે કામ કરીને થોડા પૈસા મેળવી લેતી. આમ પતિ-પત્નિની આવક પર આખા કુટુમ્બનું ગુજરાન ચાલતું હતું. સૌથી મોટી મુશ્કેલી તો એ હતી કે સાધુ કિશોરાવસ્થામાં એક બદમાસ માણસના પંજામાં સપડાઇ ગયો હતો. આ માણસ ઘણો જ ભયંકર ગણાતો હતો. આખો કસ્બો તેનાથી ત્રાસી ઉઠતો. અનેક ખૂની કાર્યો કરી તેણે પોતાનો ત્રાસ ચોમેર ફેલાવ્યો હતો. એક દિવસે આ ખૂનીના પાપનો ઘડો ભરાઇ આવ્યો. એક ભયંકર ગુન્હો કરવા જતાં તે પકડાઇ ગયો. મોટો મુકદ્દમો ચાલ્યો અને તેમાં તેને જીવનભરની કાળા પાણીની સજા થઇ. આ ચોરના સંસર્ગમાં રહેવાથી સાધુના વર્તન પર એની છાપ પડવા માંડી. પોતાના સોબતીની ચાલાકી જોઇ તેણે પણ આમતેમ હાથ મારવા માંડયો. ધીમે ધીમે ન્હાની ચોરીઓ પરથી તેણે મોટી મોટી ચોરીઓ કરવા માંડી અને તે એટલે સુધી કે સમજણ આવવા છતાં પણ તેણે એ બુરી લતમાંથી છુટવા જરાએ પ્રયત્ન ન કર્યો. માબાપ, સગાં સબંધી હતા નહિં. એટલે એને શિખામણ પણ કોણ આપે? દારૂ પીવાની પણ લત લાગી. ચોરીનું વ્યસન એટલું તો વધી પડયું કે લોકો પણ તેનાથી ત્રાસી સંભાળથી રહેવા લાગ્યા. તેની ચીલ ઝડપ એટલી તો ચપળ હતી કે આંખના પલ-

કારા માત્રમાં તે ગમે તેવી મોટી ચીજને પણ તફડાવી છુમંતર કરી દેતો હતો.

પણ માધુની જીવન–નૌકાએ માર્ગ બદલ્યો. તેને સુધરવાની તક આવી. એક સુશિક્ષિત અને સમજુ સ્ત્રી સાથે તેના લગ્ન થયાં. આ સ્ત્રી ઘણી શાણી અને ગુણવંતી હતી. તેણે એક પછી એક બાલકોને જન્મ આપવા માંડયો. આ ભલી સ્ત્રીએ તેને રાતદિવસ સમજાવવાનું શરુ કર્યું. ટેવ તો ન ગઇ પણ તેનું મન ચલાયમાન થવા લાગ્યું. થોડાક વખત સુધી તો આ બધું બરાબર ચાલ્યું, પણ અન્તે એક દિવસે તેનું ભાગ્ય પલટાઇ ગયું. ચોરી કરતાં તે સપડાઇ ગયો. એક નજીવી વાત હતી. માધુ એક ખેડુતના છોકરાનો કંદોરો કાઢતાં પકડાઇ ગયો. મોટી હોહા થઇ, લોકોએ ભેગાં મળી માર મારી તેને અધમુઓ કરી નાંખ્યો. વાત વધી. શ્રીમતી આગળ ગઇ. હવે તેના પર સખ્ત જાપ્તો રહેવા માંડયો. આમ છતાં પણ એ બીજીવાર ઝીલાયો. ત્રીજીવાર પણ. લોકોએ હવે એની છેડતી કરવી શરુ કરી. મુનીમે તેને લશ્કરમાં મોકલવાની ધમકી આપી. શ્રીમતીએ એને ધમકાવ્યો. જાનકીને આ વાતની ખબર પડી એટલે એ બીચારી ધ્રુસકે ધ્રુસકે રડી. ચોમેરથી એના પર ગાળો અને અપમાનોનો વર્ષાદ વર્ષવા માંડયો. માધુ ખરાબ મનુષ્ય નહોતો. પણ કમજોર મનનો હતો. ટેવોનો એ ગુલામ બન્યો હતો. કોઇ કોઇ વખત એ શરાબ પી બેહોશ હાલતે ઘેર આવતો ત્યારે એની સ્ત્રી એને પુષ્કળ ધમકાવતી, ત્યારે એ રડતાં રડતાં કહેતો "હાય ! હું ઘણો અભાગી છું. મરતો પણ નથી ! મારી આંખ ફોડી નાંખ કે જેથી ફરીથી આવું હું ન કરું !"

એક દિવસે માધુની નજર શ્રીમતીના દિવાનખાનામાં પડેલી ઘડિયાળ તરફ ગઇ. જો કે ઘડિયાળ કંઇ કિમતી તેમજ ચાલુ નહોતી. છતાં પણ તે હસ્તગત કરવા માધુની દાનત બગડી. પછી પુછવું જ શું ?

મહેલના માણસો–નોકરો વિગેરે આઘા–પાછાં થયા હતા તે અરસામાં તેણે ચાલાકીથી તે ઘડિયાળને ઠેકાણે પાડી દીધી. જે ઘડિયાળીને તેણે ઘડિયાળ વેચ્યું તે દુકાનદાર મહેલના એક નોકરનો ખાસ મિત્ર થતો હતો. આથી માધુએ ચોરેલા ઘડિયાળની વાત ચાર દિવસ પછી ખુલ્લી થઇ ગઇ. તપાસ ચાલી અને માધુ ચોર ઠર્યો. આમે એ ચોર તો હતો જ તેમાં વળી મુદ્દા માલ સાથે વાત પકડાઇ ગઇ. શ્રીમતી આગળ આખી વાત ગઇ. માધુ એને ઘુંટણીએ પડયો અને તમામ વાત કબુલી દીધી. એની સ્ત્રીએ જેવી રીતે કહ્યું હતું તેવી રીતે તેણે શ્રીમતીની ક્ષમા માંગી. શ્રીમતી શરૂઆતથી જ તેના બાલ–બચ્ચાં પર અનુગ્રહ કરતી આવી હતી. આ વખતે તેણે ઉદાર હૃદયે માધુને માફી આપી બે કલાક સુધી તેને પોતાની પાસે બેસાડી રાખી ધર્મ, દયા અને સચ્ચાઇના વિષયો પર ઉપદેશ આપ્યો. સ્ત્રી, બાલકો વિગેરેના ભવિષ્યની પણ વાત કરી. મર્યા પછી જગકર્તા પાસે આ બધાનો જવાબ આપવો પડશે. એ વાત પણ તેણે તેના મગજમાં ઉતારી પરિણામ એ આવ્યું કે આ બધી વાતો માધુના હૃદયમાં સચોટ ઉતરી ગઇ. એ બોરબોર આંસુએ રડવા લાગ્યો.

"હું તને માફી આપું પણ એક શરતે, કે તારે ભવિષ્યમાં કદી પણ આવું ન કરવું !" શ્રીમતીએ કહ્યું.

"કદી નહિ. કરું તો મારું સત્યાનાશ થજો ! મારા આખા શરીરમાં કીડા પડજો !" માધુએ કહ્યું અને કરુણસ્વરે રુદન કરવા લાગ્યો.

"જોજે, ધ્યાન રાખજે ! બોલ્યું પાળશે ખરોને ?"

"જરૂર ! જરૂર" માધુએ કાલાવાલા કરતાં કહ્યું. શ્રીમતીએ તેને ક્ષમા બક્ષી.

માધુ ઘેર ગયો. આખો દિવસ ખાધાપીધાં વગર શૂન્યમનસ્ક હાલતે પડી રહ્યો. અને ત્યાર પછી તો તેનું જીવન જ પલટાઇ ગયું.

આટલું બધું પરિવર્તન થવા છતાં પણ માધુનું જીવન સુખમય નહોતું. ગામનો દરેક મનુષ્ય હજુ પણ તેને ચોર તરીકે જ ઓળખતો. લોકોની ઘૃણા હજુ પણ પહેલાના જેવી જ હતી. તેમની દ્રષ્ટિએ માધુ અત્યારે પણ લુચ્ચો, લંફગો અને અધર્મી હતો. જ્યારે સૈન્ય માટે ભરતીનું ફરમાન આવ્યું ત્યારે બધાએ તેની જ તરફ આંગળી ચીંધી.

(૩)

એ દિને સ્હાંજના પંચાયત જ્યારે રંગરૂટોની ભરતીનો નિર્ણય કરી રહી હતી ત્યારે માધુ ખાટલા પર બેસી વિચાર ઝોલે ચઢયો હતો. બાલકો સૌ પોતપોતાની મસ્તીમાં હતા. કોઇ રમતું તો કોઇ આમતેમ ફરતું, તો કોઇ બીજાની ચીજ ઝુંટવી લેવા પ્રયત્ન કરતું. જાનકી એક બાજુએ બેસી સુતર કાંતી રહી હતી.

માધુએ બંડીના ખીસામાંથી ચલમ કાઢી અને હુક્કા પર મુકી. જાનકી ઉઠી અને તમાકુ લાવી ચલમ ભરી આપી. માધુએ આંખો મીંચી તમાકુના દમ લેવા માંડ્યા.

એટલામાં એકાએક બારણું ઉઘડયું અને મહેલની એક નોકરડીએ અંદર પ્રવેશ કર્યો. આ દાસીનું નામ વીજળી હતું. તે ઘણી ચાલાક હતી. છુટેલા તીરના જેટલી તેની ઝડપ હતી. એ જ્યારે ચાલતી ત્યારે તેના બે હાથ ઘડિયાળના લોલકની જેમ હાલતા. એની જીભ એટલી તો સડસડાટ ચાલતી કે કોઇ એની સાથે વાતો કરવાની પણ હિંમત કરી શકતું નહિ. ફડફડાટ એ બોલ્યે જ જતી. ઓરડામાં

પ્રવેશતાં જ તેણે ખુણામાં પડેલી સગડી ઉઠાવી અને તે લઇને જ આમતેમ ચક્કર લગાવવા માંડ્યા. અને પછી હાંફતી હાંફતી, અટકી, અટકીને જાનકીને ઉદ્દેશીને કહેવા માંડયું—"શ્રીમતીએ......હુકમ કર્યો છે.........કે માધુ હમણાંને હમણાં જ..........એની સામે......હાજર......થાય. એક ક્ષણની......પણ ઢીલ ન થાય."

તે અટકી અને મુશ્કેલીએ શ્વાસ લેવા લાગી.

"રઘુનાથ ઘણો.......વખત થયાં......શ્રીમતી સાથે.......વાતો કરી રહ્યો હતો......રંગરૂટોની ભરતી......ના સબંધમાં........માધુનું નામ......પણ લેવામાં આવ્યું હતું......શ્રીમતીએ......આજ્ઞા કરી છે કે......માધુ આ સમયે જ......તેની સામે હાજર થાય......"

પોતાની વાત સમાપ્ત કરીને અર્ધી મીનીટની અંદર તેણે માધુ, જાનકી અને બાલકો તરફ નજર નાંખી દીધી. પછી મોટેથી બુમ પાડીને કહ્યું— "અત્યારે જ હાજર થાય.......અત્યારે જ!" અને પછી હાથ ઝુલાવતી સડસડાટ તે ચાલી ગઇ.

જાનકીએ ફરીથી ઉઠી ફાટેલા બુટ લાવી સ્વામીના પગ આગળ મુકયા. ખીંટીએથી કોટ ઉતાર્યો અને પતિના મુખ તરફ દ્રષ્ટિપાત કર્યા વગર જ આગળ ધર્યો. પછી તે બોલી." ખમીસ તો નહિ બદલશોને?"

"ના."

માધુએ બુટ પહેર્યા, ડગલો પહેર્યો પરન્તુ આ દરમ્યાન તેણે એકવાર પણ જાનકી તરફ ન જોયું. એ એણે યોગ્ય જ કર્યું. કારણ માધુનો ચ્હેરો તદ્દન ફીકકો પડી ગયો હતો. એનું આખું શરીર એક પ્રકારના ભયથી ધ્રૂજી રહ્યું હતું. એના આંસુપૂર્ણ નેત્રોમાં દીનતા ભર્યો ભાવ હતો કે જે ઘણી વખતે દુર્બળ હૃદયના અપરાધીઓમાં નજરે પડે છે. વસ્ત્રો પહેર્યા પછી એ બહાર નીકળતો હતો પણ એટલામાં

જાનકીએ તેને અટકાવ્યો. કોટની અંદરથી ખમીસના કપડાંનો એક તાંતણો બહાર ડોકીયાં કરી રહ્યો હતો. તેને જાનકીએ કોટની અંદર સંતાડી દીધો.

"શું છે માધુ? તને શ્રીમતીએ બોલાવ્યો છે?" પાડોશમાં રહેતી સુથારની સ્ત્રીએ પૂછ્યું.

આ સ્ત્રી ઘણી ઇર્ષ્યાળુ અને કજીયાખોર હતી. હજુ તો સવારે જ તેણે જાનકી સાથે એક નજીવી ચીજ માટે ઝઘડો કરી ન કહેવાય તેવા શબ્દો તે બિચારીને કહી સંભળાવ્યા હતા. શ્રીમતીએ માધુને બોલાવ્યો છે એ વાત સાંભળી તે ઘણી ખુશ થઇ. સામો માણસ દુઃખી થતો હોય ત્યારે તેને શબ્દ પ્રહારથી કેવી રીતે બાળવો તે આ સ્ત્રીને સારી પેઠે આવડતું હતું. તે બોલી:—

"હું ધારૂં છું કે શ્રીમતી તને શહેરમાં કંઇ ખરીદીએ મોકલશે? તેમને વિશ્વાસુ માણસની જરૂર પડી હશે, એટલે તે તને મોકલતા હશે? જો જે, શહેરમાં જાય તો મારે માટે અર્ધોશેર ચ્હા જરૂર લેતો આવજો!"

જાનકીના નેત્રોમાં ક્રોધના આંસુઓ આવ્યાં. પણ તેણે તે વ્યક્ત ન કર્યાં. હૃદયનો ક્રોધ તેણે હૃદયમાં જ સમાવી દીધો. દુનિયાના સ્વાર્થ પર તેને ઘણો તિરસ્કાર ઉત્પન્ન થયો. એનો સ્વામી સૈન્યમાં જઇ રહ્યો હતો, તે પોતે વિધવા થવાની તૈયારીમાં હતી. એના નિર્દોષ બાલકો નબાપા થવાની તૈયારીમાં હતા ત્યારે આ સ્ત્રીને તેની ચ્હાની ફીકર હતી! દુઃખ, અપમાનથી તેણે પોતાનું મુખ હાથ વતી ઢાંકી દીધું. પછી ઉઠી ખાટલા પાસે જઇ ગોદડામાં મોઢાંને છુપાવી દીધું.

"ઓ મા! તેં મને કચડી નાંખી!" નાની છોકરીએ ચીસ પાડી.

"તમે બધાં મરી કેમ જતાં નથી?" જાનકી દુઃખથી વિહ્વળ બની બોલી ઉઠી. "હાય! શા માટે મેં તમને કષ્ટ ભોગવવા પેદા કર્યાં"

બોલતાં બોલતાં એ જોરથી રડી પડી. સુથારની સ્ત્રીના મુખપર હાસ્યની રેખા અંકાઇ સ્હવારના કંકાસને એ ભૂલી નહોતી!

(૪)

અર્ધો કલાક પસાર થઈ ગયો. ન્હાના બાલકે રડવાનું શરુ કર્યું. જાનકીએ તેને ગોદમાં લીધું અને ધવડાવવા માંડ્યું. હવે એના નેત્રોમાં નીર નહોતાં. એ પોતાનો શુષ્ક અને કોમળ હાથ, સુન્દર મુખ પર ટેકવી સ્થિર નેત્રો રાખી વિચાર તંદ્રામાં પડેલી હતી. શા માટે એણે લગ્ન કર્યાં ? લશ્કરમાં આટલા બધા સીપાઇઓની જરૂર કેમ પડતી હશે ? પેલા સુથારની સ્ત્રીના અપમાનનો તે કેવી રીતે જવાબ વાળે ? વિગેરે પ્રશ્નો તેની દ્રષ્ટિ સન્મુખ રમી રહ્યા હતાં.

એટલામાં સ્વામીનો પગરવ સંભળાયો. વિચાર નિદ્રામાંથી ઝબકી તે ઉભી થઇ. માધુ એક વિજેતા સૈનિકની જેમ ઓરડામાં પ્રવેશ્યો. ટોપી બેપરવાઇથી ખાટલા પર ફેંકી દીધી. જોરથી શ્વાસ લીધો અને પછી કપડાંની પેટી ઉઘાડવા લાગ્યો.

"કેમ, શા માટે શ્રીમતીએ તમને બોલાવ્યા હતા ?"

"હં ! બેશક ! માધુ બધાથી ભુંડો છે !......પણ જ્યારે કામ કરવું હોય છે ત્યારે–કોની જરૂર પડે છે ? શા માટે, માધુ......"

"કેવું કામ ?"

માધુએ જવાબ આપવાની જરાએ ઉતાવળ ન કરી. ખોંખારો કરી ખૂબ જોરથી એ થુંક્યો. પછી ગજવામાંથી ચલમ કાઢી તેને સળગાવી બે ચાર દમ લીધા.

"શહેરમાંથી થોડા રૂપિયા લાવવાના છે ?"

"રૂપિયા ?" જાનકીએ ચમકીને સામો પ્રશ્ન કર્યો.

"હા. રૂપિયા."

માધુએ ઉધરસ ખાધી અને મસ્તક હલાવ્યું.

"વાહ! શ્રીમતી ઘણા જ ઉમદા સ્વભાવના છે. એમણે કહ્યું– "માધુ! લોકો તને અપ્રમાણિક કહે છે; પરન્તુ હું તને સૌથી વધુ વિશ્વાસપાત્ર ગણું છું. (માધુ મોટેથી બોલવા લાગ્યો કે જેથી તેના પાડોશીઓ પણ સાંભળે!) તેં મને વચન આપ્યું હતું કે તું પ્રમાણિક રહેશે. આજે એની પરિક્ષાનો પ્રથમ અવસર આવી પહોંચ્યો છે. તું શહેરના આપણા દાણાવાળા પાસે જા, અને આપણા જે રૂપિયા તેની પાસે નીકળે છે તે લઇ આવ."

મેં પણ એનો ચઢતો જ જવાબ આપ્યો–"નામદાર! અમે તો આપના ગુલામ છીએ. જે હુકમ ફરમાવશો તે આંખ મીંચી પાર ઉતારશું. પ્રભુ પ્રત્યે જેટલી પૂજ્ય લાગણી અમને છે તેટલી જ અમારે આપના પર પણ રાખવી જોઇએ. એ માટે આપ જે કંઇ આજ્ઞા મને આપશો તે મારે કોઇ પણ ભોગે પાર પાડવી જ પડશે અને હું તે પાર પાડીશ જ કારણ આપનો હું તાબેદાર છું." કહેતાં કહેતાં તે હસી પડયો. પછી આગળ ચલાવ્યું.

"ઠીક, પણ તું ઇમાનદારી અને હોશિયારીથી કાર્ય કરશે ખરોને?......યાદ રાખજે, આ કાર્ય તારા ભાગ્યનો ફેંસલો કરશે."

"શા માટે હું ઇમાનદારી ન કરું?" લોકો તરેહ તરેહની વાતો કરી મને બદનામ કરી રહ્યા છે પણ એમના કહેવાથી હું ઓછો જ બદનામ થઇ જવાનો હતો? મેં જે દિને આપની સમક્ષ કસમ ખાધા છે તે ક્ષણથી જ એવી જાતના ખરાબ વિચારો મારા મગજમાં પણ નથી આવ્યા.',

"મારા આ શબ્દોની અસર શ્રીમતી પર આબાદ થઇ તેમણે મને સ્નેહપૂર્વક વિદાય આપી."

"શું રૂપિયા વધારે છે?"

"માત્ર છસો ત્રાણું." માધુએ બેપરવાઇથી જવાબ આપ્યો.

"ક્યારે જવાના છો?"

"કાલે" શ્રીમતીએ કહ્યું–" અશ્વશાળામાંથી જે ઘોડો પસંદ આવે તે લઇ જા. ઇશ્વર તને મદદ કરશે!"

"ધન્ય પ્રભુ!" જાનકીએ ઉંચે જોઇ કહ્યું. "પ્રભુ તમને મદદ કરો. જુવો, મારી વાત સાંભળો! હું તમને ભગવાન રામચંદ્રજીના સોગંદ ખવડાવી કહું છું કે રસ્તામાં શરાબના એકપણ ટીપાંને હાથ અડકાવશો નહિ!"

"બરાબર!" માધુએ સમજપુર્વક જવાબ આપ્યો–" શું આટલી જવાબદારી અને હું શરાબ પીઉં! માથાપર આટલું જોખમ અને હું ગફલતી કરું!"

અને બેઉ સુખેથી નિદ્રાદેવીને ખોળે પડયા.

## (૫)

આ બાજુ કચેરીની સામે ગામની પંચાયત બેઠી હતી. તેમાં મોટો શોરબકોર થઇ રહ્યો હતો. અગત્યનો વિચાર ચર્ચાઇ રહ્યો હતો. આ સભામાં ગામના લગભગ દરેક જણ હાજર હતા. જે સમયે મુનીમ શ્રીમતી સાથે વાતો કરી રહ્યો હતો તે સમયે આ લોકો પોતાની વાતો પકડી લઇ જોરથી બુમો પાડતા હતા, તે એટલે સુધી કે તેમનો અવાજ મહેલ સુધી સંભળાતો હતો.

સભામાં બોલી તો ઘણા રહ્યા હતા. પરંતુ લલ્લુ સુથાર બધામાં મુખ્ય હતો. એના કુટુમ્બમાં બે જુવાનો હતા છતાં પણ તે કાલુપર હુમલો કરતો હતો. વૃદ્ધ કાલુ પણ પોતાનો બચાવ કરી રહ્યો હતો. કોઇ કોઇ વખત હાથ પહોળાં કરી તે એવું તો બોલતો હતો કે ખુદ તે

તેના સમજવામાં પણ આવતું નહોતું. તેના પુત્રો અને ભત્રીજાઓ કે જેઓ બધાં જ સુન્દર હતા તેઓ શાન્ત ચિત્તે થતો વાર્તાલાપ સાંભળી રહ્યા હતા. લલ્લુ સુથાર કાલુપર સખ્ત પ્રહારો કરી રહ્યો હતો. લલ્લુ સિવાય બીજાઓ પણ કે જેઓના ઘરમાં જુવાન જોધ જેવા છોકરાઓ હતા તેઓ પણ કાલુને ફીટકાર આપી રહ્યા હતા. કાલુનો બચાવ એમ હતો કે ત્રીસ વર્ષ પહેલાં તેનો ભાઇ ભરતીમાં દાખલ થયો હતો અને તેમાં તે માર્યો ગયો હતો; એટલે આ વખતે તેને ભરતીમાંથી મુક્ત કરવામાં આવે અને તેને બદલે જેના ઘરમાં ત્રણ જુવાનો હોય તેમાંથી એકને મોકલવામાં આવે.

શ્રીમતીની જમીનદારીમાં કાલુ જેવા ચાર કુટુમ્બો હતા કે જેઓને ઉમર લાયક ત્રણ પુત્રો હતા. એમાંનો એક તો મુખી હતો એટલે એને શ્રીમતીની આજ્ઞાથી મુક્ત કરવામાં આવ્યો હતો. બીજાના કુટુમ્બમાંથી ગયે વર્ષે જ એક મનુષ્યને ભરતીમાં મોકલવામાં આવ્યો હતો, બાકીના બે કુટુમ્બોમાંથી તેમના એક, એક છોકરાને આ વખતની ભરતીમાં લેવામાં આવ્યા હતા. આ બન્નેમાંથી આજે કોઇ પણ અહીં આવેલું નહોતું. એકની સ્ત્રી ખુણા પર ઉભી રહી આશા ભર્યા હૃદયથી ચર્ચા સાંભળી રહી હતી. તેને આશા હતી કે કદાચ કોઇ આકસ્મિક ઘટના બને અને તેના ભાગ્યનો પલટો થઇ જાય! બીજાનો બાપ ફાટેલો કોટ પહેરી શોકપૂર્ણ મુખે એક બાજુએ ઉભેલો હતો. ગામના જેટલા માણસો પંચાયતની સભામાં હાજર હતા. તેમાં કાલુ સૌથી વધુ પૈસાદાર હતો. એણે પોતાની આખી જીંદગી પૈસા કમાવામાં જ ગાળી હતી. ગામમાં તેમ જ કસ્બામાં કાલુનું સન્માન સારૂં થતું હતું. આ જ કારણથી લોકો તેની એકે એક વાત ધ્યાન પૂર્વક સાંભળી રહ્યા હતા. કાલુ ભલો, વિશ્વાસપાત્ર અને ઇશ્વરથી ડરીને ચાલનારો હતો.

લલ્લુ સુથાર રંગે કાળો અને શરીરે લાંબો હતો. આખા કસ્બામાં તે એક અઠંગ પીનાર તરીકે મશહૂર હતો. કોઇની સાથે ટંટો–ફીસાદ કરવામાં એ ઉસ્તાદ હતો. પંચાયતમાં, સભામાં કે પછી રસ્તામાં એ કોઇની સાથે પણ ઝગડો કર્યા વગર રહેતો નહિ. એના તકરારીયા સ્વભાવને લઇને લોકો એને તિરસ્કારતા, તેમ જ એની વાતોમાં માથું પણ મારતા નહિં. આ વખતે એ ઘણા જોરથી કાલુને પ્રશ્ન પુછી તેની જડતી લઇ રહ્યો હતો. કાલુ પણ ગંભીરાઇથી તેના જવાબો આપી રહ્યો હતો.

પંચાયતમાં બીજા ઘણા મનુષ્યો હતા પરન્તુ તેમાંના ઘણાએ અદભૂત શાન્તિ સેવી હતી. કેટલાક કાલુ તરફ સહાનુભૂતિ બતાવી તેનો પક્ષ ખેંચતા તો કેટલાક લલ્લુ સુથારને ટેકો આપતા. કાલુના પુત્રો અને તેનો ભત્રીજો તેની પાછળ અબોલ ઉભા હતા. મોટા પુત્ર કલ્યાણની વય ત્રીસ વર્ષની હતી. સોમનાથ પણ પરિણીત હતો. ત્રીજો એનો ભત્રીજો કનૈયો હતો. એના લગ્ન થયાને હજુ મહિનો પણ વિત્યો નહોતો. કનૈયો ગુલાબી રંગનો એક ખુબસુરત નવજુવાન હતો. હસમુખો ચ્હેરો, મોટાં ઝુલ્ફાં અને કદાવર બાંધો જોનારની આંખને પણ બે ઘડી ઠારે એવો એ હતો. અત્યારે એ નવો કોટ, નવી ટોપી પહેરી બેફીકરાઇથી મોઢું હલાવી રહ્યો હતો. વાહરે દુર્ભાગ્ય ! એ બિચારાને શી ખબર હતી કે સારોએ મામલો એની ઉપર આવી પડશે !

"મારા દાદા એક સૈનિક હતા." લલ્લુએ કહ્યું, "અને તેથી હું ભરતીમાં જવા માટે ના પાડું ? આ શું ચાલી શકે ? એક વખત કોઇ સૈન્યમાં જાય તો બીજી વખતે તેનાથી જવાય પણ નહિ ? ગઇ સાલની જ વાત છે. પ્રતાપના કાકા સૈનિક હતાં છતાં પણ બિચારા પ્રતાપને જવું પડયું હતું !"

" તારા બાપ-દાદાએ કદી પણ રાજાજીની નોકરી કરી છે ખરી ?" કાલુએ ગર્જના કરી આગળ ચલાવ્યું. " અને તેં તે એવો કયો વાઘ માર્યો છે ? તું નથી કામમાં આવ્યો શ્રીમતીને કે નથી કામમાં આવ્યો. પંચાયતને ! આખોએ વખત બકબકાટ અને કંકાસમાં જ પસાર કરે છે. ખુદ તારો પોતાનો જ છોકરો તારાથી કંટાળી જુદો રહ્યો છે. એટલે હવે બીજાના છોકરાને લડાવી મારવા ઇચ્છે છે. આવું કરતાં તને શરમ નથી આવતી ? જાણે છે ને આ બન્દાએ પુરા દસ વર્ષ સુધી પોલીસની નોકરી કરી છે. એ વખતની મુસીબતો તો મેં જ વેઠી છે. બે વખત ઘરમાં આગ લાગી હતી. એ વખતે કોઇ માનો પૂત મારી મદદે નહોતો ચઢયો. હવે જયારે ભગવાને મારા પર કૃપા કરી છે અને બે વખત પેટ ભરીને રોટલો ખાવા મળે છે ત્યારે આ લોકો મારા સર્વનાશની તૈયારીઓ કરી રહ્યા છે !.........ત્યારે મારો ભાઇ મને પાછો આપો ? હું હિંમતથી કહું છું કે તે દેશની સેવા કરતાં જ મરી ગયો છે ! ભાઇઓ જરા ઇન્સાફ કરો ! મારો ભાઇ લડતાં લડતાં મરણ પામ્યો છે. હું ભરતીમાંથી હવે મુકિત માંગુ છું. શું આ યોગ્ય નથી ? આ દિવાના શરાબીની વાતો પર જરાએ ધ્યાન આપશો નહિ !"

અને એજ વખતે દેવજી બોલી ઉઠયો:—

" તું વારે વારે તારા ભાઇનાં ગીત કેમ ગાય છે ? તારૂં એ બ્હાનું અહિં ચાલવાનું નથી, તારા ભાઇને કંઇ પંચાયતે નહોતો મોકલ્યો. પરન્તુ એની કુટેવોને લઇને જ જમીનદારે પોતે એને મોકલ્યો હતો. સમજ્યોને ?"

હજુ તો દેવજી પોતાનું બોલવું પૂર્ણ કરે તે પહેલાં તો મંગળે આગળ ધસી બોલવા માંડયુ:—

" એ વળી કયાંની વાત ? માલીકોની મરજી પડે તેને મોકલે ? પંચાયતનો એમાં તે શો વાંક ? પંચે તમારા છોકરાને મોકલવાનો

નિશ્ચય કર્યો છે. તમને એ ચુકાદો યોગ્ય ન જણાતો હોય તો શ્રીમતી પાસે જાઓ; કદાચ તેની દયા તમારા પર ઉતરે ! મારા તરફ જ જુવોને શ્રીમતી કદાચ મને ફરમાયશ કરે તો મારે પણ બૈરાં છોકરાની રજા લઇ જવું પડે.......કાયદો એ કાયદો !" તેણે કડવાશથી કહ્યું. અને પછી હાથ ઘૂમાવતો ઘૂમાવતો પોતાની જગ્યાએ બેસી ગયો.

વાંકડીયા ઝુલ્ફાંવાળો કિશન કે જેનો છોકરો રંગરૂટ બની જવાનો હતો. તે બબડી ઉઠયો:-"બરાબર છે! બરાબર!"

"ધણીની ઇચ્છા આગળ આપણે શું કરી શકીએ? સત્તા આગળ શાણપણ કયાં સુધી નભી શકે? જમીનદારની આજ્ઞા આપણે કોઇપણ ભોગે ઉપડાવી જ જોઇએ" હસમુખા લાલુએ ઉચ્ચાર્યું. પછી તેણે કાલુનો કોટ ખેંચી કહ્યું:- "કાકા! આ નિર્ણય પંચનો નથી પણ શ્રીમતીનો છે, સ્હમજયાને?"

"બરાબર છે! બરાબર છે!" બધાએ એકી સાથે ઉદ્‌ગાર કાઢયા.

"શું આ બધા દારૂડીયા છે?" લલ્લુ સુથારે તોરમાં આવી કહ્યું- "તેં મને કોઇ દિવસ શરાબ પીવડાવ્યો છે ખરો?......આ તારો છોકરો કે જેને લોકોએ અનેકવાર રસ્તાપરથી બેહોશ હાલતે ઉંચકયો છે, તેમને જ પૂછને કે શરાબી હું કે તે?......મિત્રો હવે આપણે નિર્ણય પર આવવું જોઇએ. બોલો તમારો શો મત છે?"

"પંચનો નિર્ણય તે અમારો." સભામાંથી ત્રણ ચાર જણ બોલી ઉઠયા.

"સબુર!" સભામાંથી એક વ્યક્તિ બોલી ઉઠી:-"શ્રીમતીનું શું કહેવું છે તે પહેલાં આપણે સાંભળવું જોઇએ. મુનીમ કહેતા હતા કે તેમની મરજી મહેલના કોઇ નોકરને મોકલવાની છે. તે પછી આપણે આપણો ચુકાદો કરીએ."

આ નવીન પ્રશ્ને સૌને વિમાસણમાં નાંખ્યા. વાદવિવાદ કેટલીક ક્ષણ અટકી ગયો. પરન્તુ પાછી ગરબડ વધી પડી. ફરી વ્યક્તિગત હુમલાએ થવા માંડયા.

કલ્યાણ કે જેના વિષયમાં લલ્લુએ કહ્યું હતું કે લોકાએ અનેકવાર તેને દારૂ પી બેહોશ હાલતે રસ્તાપર પડેલો જોયો હતો, તે હવે ઘણો ક્રોધે ભરાયો. અત્યાર સુધી તે શાન્ત ચિત્તે વાર્તાલાપ સાંભળી રહ્યો હતો પરન્તુ પોતાના પર થએલો આક્ષેપ તે સહી શકયો નહિ તેણે કહ્યું:—

"આ લલ્લુ બહુ બડાઇ શેની મારે છે? તે દિવસે પેલા ડોસાનું હથિયાર ચોરતાં પકડાયો હતો તે ભૂલી ગયો કે શું? લલ્લુ સુથાર તો દારૂનો કાળ છે—કાળ. જે દિવસે ભાઇ ઢીંચે છે તે દિને બિચારી બૈરીનો વાંસો બરાબર શેકાઇ જાય છે. વાહ! રે વાહ!"

લલ્લુ ગુસ્સાથી લાલચોળ બન્યો. તેના નેત્રોમાંથી ક્રોધ જ્વાળા વર્ષવા માંડી, તેનું આખું શરીર અપમાનથી ધ્રૂજી ઉઠયું. છલાંગ મારી તે આગળ વધ્યો અને બોલ્યો.—

"કોણે ચોર્યું હતું?"

કલ્યાણ પણ કુદકો મારી આગળ ધપી આવ્યો. નિર્ભયતાથી તેણે જવાબ ફેંકયો:—

"તેં."

"કોણે?......શું તેં નહિં?...લલ્લુ ધુંવાપુંવા થતો બોલ્યો.

"ના. તેં જ" કલ્યાણે દૃઢતાથી જવાબ આપ્યો.

હવે તો વાત હથિયારથી વધીને ઘોડા, ગાય, ભેંસ વિગેરે પર આવી પહોંચી. બેઉએ ક્રોધે ભરાઇને એકબીજા પર સખ્ત આક્ષેપો

કરવા માંડયા. ગાળાગાળી પર પણ આવી ગયા હતા માત્ર હાથોહાથ આવવાનું બાકી હતું.

આ બાજુ કાલુએ પોતાના બચાવ માટે નવી યુક્તિ શોધી કાઢી. પોતાના પુત્રને ઉદ્દેશી તેણે બોલવા માંડયું—" કલ્યાણ ! આ શું કરે છે ? જવા દેને એ વાત ! " પુત્રને શાન્ત કરી પંચાયતને સૂચના કરી કે, " જેના ઘરમાં ત્રણ જુવાનો હોય તેનો જ વિચાર ન થવો જોઇએ પણ જેઓએ પોતાના છોકરાઓને જુદા ઘરમાં વસાવ્યા છે તેમનો પણ વિચાર થવો જરૂરનો છે ! "

" વાહ ! એમ તે શી રીતે બને ? શું લોકોએ પોતાના વ્હાલા બાળકાને જાણી જોઇને જુદા મુકયા હશે ? સંજોગોને અનુસરીને જ તેમણે એ પગલું ભર્યું હશે ! હવે તેમનામાંથી કોઇને મોકલી તેના બાલબચ્ચાંની દુર્દશા કરવી છે ? " જેઓએ પોતાના પુત્રોને જુદા કર્યાં હતાં તેઓ બબડી ઉઠયા.

" જો કાલુ ! તું તારા કુટુમ્બમાંથી કોઇને મોકલવા રાજી ન હોય તો બીજા કોઇને મોકલવાનો પ્રબંધ કર. તારી પાસે ધન છે. તું જરૂર સ્હેલાઇથી તેમ કરી શકશે ! " લલ્લુએ કાલુને ઉદ્દેશી કહ્યું.

કાલુએ પોતાના ડગલાના બટન વાસ્યા અને પછી વ્હીલું મુખ કરી પાછળ ખસી ગયો.

" અન્તે મારા પૈસા પર જ તારી દાનત ગઇને ! " તે ક્રોધથી બબડયો. " જોઇએ ! મુનીમજી શા સમાચાર લાવે છે ? "

( ૬ )

અને એ જ વખતે રઘુનાથ મહેલમાંથી બહાર નીકળ્યો. સભામાં પગ મુકયો કે તરત જ બધાએ ઉભા થઇ તેનું સ્વાગત કર્યું સૌની આતુર

દ્રષ્ટિ તેની તરફ વળી. મુનીસજી શો સન્દેશો લાવે છે તે માટે સૌ આતુર બન્યા. રઘુનાથ ગંભીર ચહેરે આગળ પગલાં ભરી પોતાની નક્કી કરેલી જગ્યાએ આવી પહોંચ્યો. પાઘડી જરા સરખી કરી ડગલાનાં ખીસામાં હાથ નાંખી સભા તરફ તેણે દ્રષ્ટિ ફેંકી, રઘુનાથ અત્યારે જુદો જ મનુષ્ય હતો. શ્રીમતી સાથે વાત કરતી વખતે તેને નમ્રતા જાળવવી પડતી હતી. અહીં સભાજનો તેને માન આપતા હતા. હવે તે તેમનો પ્રમુખ બન્યો હતો.

"ભાઇઓ! શ્રીમતીનું કહેવું છે કે, મહેલનો કોઇ પણ માણસ ભરતીમાં જઇ શકશે નહિ!. જવાનો નિર્ણય આપણામાંથી જ થાય એવી તેમની ઇચ્છા છે. ત્રણ માણસોની જરૂર છે. બે માટે પ્રબન્ધ થઇ ગયો છે એકની જ વ્યવસ્થા કરવી બાકી છે. કાર્ય અગત્યનું છે. આજે નહિ તો કાલે પણ આ કામ કર્યે જ આપણો છુટકો છે. બોલો તમારી શી ઇચ્છા છે?

"તમારૂં કહેવું વ્યાજબી છે. નિર્ણય આજે જ થવો જોઇએ." સભામાંથી ચાર પાંચ જણ બોલી ઉઠયા.

"હિંમત અને માનસિંગે તો જવું પડશે. પ્રભુની એવી જ ઇચ્છા માલુમ પડે છે." મુનીમે કહ્યું.

"બરાબર છે!" એક સાથે અવાજો નીકળ્યા.

"કાલુ કુટુમ્બમાંથી ત્રીજાની વ્યવસ્થા કરવી પડશે, નહિ તો પછી બે મનુષ્યોના પરિવારમાંથી......આપનો શો વિચાર છે?"

"કાલુ! કાલુ!......" બધા એકી સાથે પોકારી ઉઠયા. "એને ત્રણ પુત્રો છે!"

અને પછી શોરબકોર વધતો ગયો. લોકો ઉભા થઇ થઇ કાલુ તરફ જોવા લાગ્યા. કોઇ તાળીઓ પાડતું તો કોઇ પોકાર કરતું હતું.

મુનીમ વીસ વર્ષથી શ્રીમતીની સેવા કરતો આવ્યો હતો. આથી તે અનુભવી અને કાબેલ બન્યો હતો. પા કલાક સુધી સભાની સ્થિતિ તેણે શાન્તિથી જોઇ પછી એકાએક તેણે બધાને શાન્ત થઇ જવાનો હુકમ કર્યો, અને કાલુના ભત્રીજા તેમજ તેના છોકરાના નામની ચીઠ્ઠીઓ નાંખી, જેનું નામ પહેલું નીકળે તેને રંગરૂટ બનાવવાનું નક્કી કરવામાં આવ્યું.

ચીઠ્ઠીઓ લખાઇ તૈયાર થઇ. સભામાંના એકે તેને બરાબર બંધ કરી વાળી, કે જેથી કરીને નામ દેખાય નહિ. એક ટોપીમાં તે ચીઠ્ઠીઓને નાંખવામાં આવી અને સારી રીતે ટોપી હલાવ્યા પછી સભામાંના એક જણ આંખો બંધ કરી એક ચીઠ્ઠી ઉધાડી. ચીઠ્ઠી ઉધાડતાં તેમાંથી કાલુના ભત્રીજા કનૈયાનું નામ નીકળ્યું. સૌના મુખ પર ગંભીરતા પ્રસરી.

"શું મારૂં નામ છે? જોઉં તો ખરો!" કનૈયો ખુણામાંથી દોડી આવી કંપતાં સ્વરે બોલ્યો.

કનૈયાએ ચીઠ્ઠી વાંચી તેમાં સ્પષ્ટ અક્ષરોએ લખ્યું હતું... ક...નૈ...યો.

બધા શાન્ત બેસી રહ્યા. સોય પડે તોય અવાજ સંભળાય. મુનીમે આજ્ઞા કરી કે, ગામના બધા લોકોએ ઘર દીઠ પાંચ રૂપિયા લાવવા. આ એક પુરાણી પ્રથા હતી, જયારે સૈન્યની ભરતી કરવામાં આવતી ત્યારે ઘર દીઠ પાંચ રૂપિયા ઉઘરાવવામાં આવતા હતા. કાર્યવાહી ખતમ થયા પછી પંચની બેઠક બીજા દિવસ પર મુલતવી રાખવામાં આવી. સભાજનો ધીરેધીરે વિખેરાવા લાગ્યા. મુનીમે કેટલીક મીનીટો સુધી જતાં લોકો તરફ નજર નાંખી, પછી વિચારમાં પડેલા કાલુનો હાથ પકડી તેને પાસેના ઓરડામાં લઇ ગયો.

"હું દિલગીર છું, ભાઇ કાલુ !" રઘુનાથે ટેબલ સમીપની એક ખુરસી પર બેસતાં કહ્યું:–"શું કરૂં ! કોઇ બીજો ઇલાજ જ નહોતો... ચાલ બોલ, હવે કનૈયાને બદલે તું બીજાને પૈસા આપી રોકી શકશે ખરો ?"

વૃદ્ધ કાલુએ કાંઇ જ જવાબ ન આપ્યો. માત્ર સ્થિર નેત્રે તેણે મુનીમની સામે જ જોયા કર્યું.

"મેં મારાથી બનતું કર્યું છે. કોઇ ઇલાજ બાકી રાખ્યો નથી. હવે તો એકે ઉપાય રહ્યો નથી." તેની એકાગ્ર દૃષ્ટિના ઉત્તરમાં મુનીમે જણાવ્યું.

"કનૈયાને બદલે બીજાને મોકલવાની સગવડ મારી પાસે હોત તો હું આજે આટલો દુ:ખી ન થાત ? મુનીમજી ! શું કરૂં ? આજે મારી એ સ્થિતિ રહી નથી. ગયા ઉનાળામાં બે બળદ મરી ગયા. નવા ખરીદવા પડયા. અને હજુ તો હમણાં જ ભત્રીજાના લગ્નમાંથી પરવાર્યો છું. સત્ય કહું તો પ્રભુએ ઇન્સાફ કર્યો જ નથી,.......આટલા વર્ષોની ઇમાનદારીથી રહેવાનું આ ફળ છે ! મારા શત્રુઓનો વાંક હું શા માટે કાઢું ?"

મુનીમે મુખ પર હાથ ફેરવવા માંડયો. વાતથી તે કંટાળેલો લાગતો હતો. તેણે કહ્યું:—

"કાલુ ? શા માટે આવી વાતો કરે છે ? હિંમતથી ઘેર જા, અને ઘરને ખુણે ખાંચરેથી પણ પૈસા શોધી ભેગા કર, મારી ખાતરી છે કે ભગવાન એટલા પૈસાની સવડ તને જરૂર કરી આપશે. માત્ર પાંચસો જ રૂપિયાની જરૂર છે. માણસની વ્યવસ્થાનો ભાર હું લઇશ.......કાલે જ મારી પાસે એક જણ આવ્યો હતો. બોલ, પછી છે કાંઇ ?"

"તમારી પાસે આવ્યો હતો?"

"હા. મારી પાસે. બોલ છે તૈયાર? પાંચસો રૂપિયા લઇ રંગરૂટ તરીકે એ જવા માટે તૈયાર છે."

"રઘુનાથજી! ખરેખર, જો તેમ થઇ શકતું હોત તો જરૂર હું ખુશી થાત. પરમાત્મા જાણે છે......વધુ શું બોલું......"

"હું કાંઇ ન જાણું! જો સાંભળ!" મુનીમે ગરમ થતાં કહ્યું. "અત્યાર સુધી કનૈયામાં જરાએ ખોડખાંપણ નથી. સૈનિક થવાની તેની લાયકાત પુરેપુરી છે. એટલે આજે જ અથવા તો કાલે જ્યારે હું તને કહું ત્યારે તું તેને ત્વરાથી શહેરમાં લઇ જજે તું એની સાથે ને સાથે જ રહી પુરતી દેખરેખ રાખજે. પરમાત્મા ન કરે અને રસ્તામાં કંઇ *દુર્ઘટના બની તો યાદ રાખજે કે એની જગ્યાએ તારે તારા મોટા પુત્રને મોકલવો પડશે. ધ્યાનમાં આવ્યું ને?"

"પણ, તમે જો ધારો તો શું એ મનુષ્યોના કુટુમ્બમાંથી કોઇને નહિ મોકલી શકો?.........મુનીમજી! આ સારું થતું નથી!" કાલુએ દયાર્દ્ર મુખે આંખમાં આંસુ આણી બોલવા માંડયું–"પહેલાં તો મારા ભાઇને લશ્કરમાં મોકલી તેને મારી નંખાવ્યો અને હવે મારા બાલકોનો પણ ભોગ લેવો છે! હું આ દુઃખ કેમ સહી શકીશ!" અને તે મુનીમના પગ આગળ પડયો.

"જે થવાનું હતું તે થઇ ગયું." મુનીમે કહ્યું–"હવે એમાં કંઇ થઇ શકે એમ નથી. કાયદો એ કાયદો. તેની મશ્કરી થઇ શકે નહિ. કનૈયા પર નજર નાંખતો રહેજે. એ કંઇ કરી બેસશે તો તે માટે તું જવાબદાર રહેશે!"

વૃદ્ધ કાલુએ લાકડીનો ટેકો લઇ ઘર તરફનો માર્ગ પકડયો.

---

* રંગરૂટો કોઇ કોઇ વખત યુદ્ધની પીડામાંથી બચવા માટે પોતાના હાથ, આંગળાં કે પછી શરીરના કોઇ એવા અગત્યના અંગને કાપી નાંખી પોતાને સૈનિક તરીકે બીન ઉપયોગી બનાવી દે છે.

(૭)

બીજે દિવસે સવારે એક સુન્દર ઘોડાગાડી માધુના મકાન સમીપ આવી ઉભેલી જણાઇ. આજે માધુ પૈસા લેવા માટે શહેર તરફ પ્રયાણ કરવાનો હતો. આખા જીવનનો યાદગાર પ્રસંગ આજે આવી પહોંચ્યો હતો. તેની શુભનિષ્ટાની આજે પરીક્ષા થવાની હતી.

માધુએ સારામાં સારાં કપડાં પહેર્યાં. માથામાં થોડું તેલ નાંખી વાળ સરખા હોળ્યા અને પછી તેના ઉપર એક સારી દેખાવડી ટોપી પહેરી. થંડી ન પ્રવેશે તે માટે જાનકીએ ઘણા દિવસ સુધી પેટીમાં પડી રહેલું એક ગરમ જાકીટ કાઢ્યું, અને તેને બરાબર સાફ કરી ફાટેલો ભાગ સાંધી માધુને ખાસ આગ્રહ કરી પહેરાવ્યું હતું. ગાડી મૂલ્યવાન હતી. ઘોડો પણ તેજી અને વેગવાન હતો. આ ઘોડાગાડીમાં શ્રીમતી ઘણીવાર બેસી શહેર તરફ ફરવા જતી હતી. આવી મૂલ્યવાન ગાડી આજે શ્રીમતીએ તેને સ્વાધીન કરી હતી. આ ગાડી હાંકી તે પોતે ગામમાંથી ભપકાબંધ નીકળશે. જે લોકો તેને ચોર, અવિશ્વાસુ અને એક સાધારણ નોકર ગણતા હતા તેઓ આજે આ દૃશ્ય જોઇ છોભીલા બની જશે. પેલો લાલુ રોજ મારી મશ્કરીઓ ઉડાવતો તે આજે આંખો ફાડી જોયા કરશે. આવા વિચારો આવતાં માધુ હર્ષથી ઉન્મત્ત બનતો. તેનો આનન્દ માતો નહોતો.

માધુ બધી તૈયારી કરી ઘરમાંથી બહાર નીકળ્યો. જાનકી અને બધાં બાલકો થંડીની દરકાર કર્યા વગર ગાડી પાસે ઊભેલાં હતાં. મોટી છોકરી તો ઘોડાની લગામ ધરી પોતાના પિતાની કયારનીએ રાહ જોઇ રહી હતી. માધુ ગાડી પાસે આવ્યો. એટલામાં તો ધીરે ધીરે મહેલના નોકરો, પાડોશીઓ તેમજ બીજાં ઓળખીતાંઓ આવવા લાગ્યાં. કોઇએ તેની પાસેથી સોય મંગાવી તો કોઇએ ખાંડ, તમાકુ, કૉફી

વિગેરે વસ્તુઓ શહેરમાંથી લાવવાનું કહ્યું. પેલી સુથારની સ્ત્રીએ પણ માધુને પોતાને માટે અર્ધોશેર ચહા લાવવાનું ટોંકી ટોંકીને કહ્યું હતું.

માધુએ ગાડીમાં બેઠક લીધી, ડગલાના બટન જરા ઢીલાં કર્યાં. ટોપી બરાબર ઠીક કરી, ગળે ગરમ કકડો વીંટાળ્યો કે જેથી કરીને પવન ન લાગે. પછી ઘોડાની લગામ હાથ ધરી, અને ગાડી હાંકી જવા માટે તત્પર બન્યો.

પણ છોકરાંઓએ ગાડીમાં બેસવાની હઠ કરી, ન્હાની છોકરી તો તે માટે મોટેથી રડવા લાગી. જાનકી બાલકોને અંદર બેસાડી માધુ તરફ ફરી અને તેને પેલા સોગન્દની યાદ દેવડાવી. જવાબમાં માધુએ મીઠું હાસ્ય કરી 'એ વાત મારા સ્મરણમાં જ છે' એમ જણાવ્યું. પછી તેણે ઘોડાગાડી હાંકવા માંડી. મહોલ્લાના નાકા સુધી હાંકયા પછી તેણે બાલકોને પટાવી સારી સારી ચીજો લાવવાનો લોભ બતાવી તેમને ઉતારી મુકયા. અને ગાડી સડસડાટ શહેર તરફ હાંકી મુકી.

સહન ન થાય એવી ઋતુ હતી. પવન સુસવાટા ભેર વાઇ રહ્યો હતો, વ્યોમ વાદળાંથી ઘેરાએલું હતું. થંડી એટલી તો સખ્ત પડતી હતી કે માધુને વારંવાર અકડાઇને બેસવાની ફરજ પડતી. ઘોડો થંડીમાં સીસકારતો, કાન ફફડાવતો, અર્ધી મીંચેલી આંખે દોડી રહ્યો હતો.

એકાએક હવામાં પરિવર્તન થયું. પવન વાતો બંધ થયો. આકાશ સ્વચ્છ થયું. સૂર્યનો તડકો રસ્તા પર સ્વચ્છન્દ પણે વિહરી રહ્યો આ બધું પરિવર્તન થયું છતાં પણ માધુ ગહન વિચારમાં જ ડૂબી રહ્યો. શ્રીમતીએ બતાવેલા વિશ્વાસ અને સ્નેહ પર તે ઘણો પ્રસન્ન બન્યો હતો. જેને ગામના લોકો હંમેશા હેરાન કરતા, જેને નોકર-ચાકરો ચોર, પાજી, બદમાસ વિગેરે ઉપનામોથી બોલાવતા હતા તેને

આજે શ્રીમતીએ પૈસા લાવવાનું અતિ મહત્ત્વનું કાર્ય સોંપ્યું છે. બીજા કોઇને જ નહિ. પેલા લાડકા જીવાને પણ નહિ અને તેને જ શ્રીમતીએ બોલાવી કહ્યું:—

"માધુ! જા શહેરમાં જઇ પૈસા લઇ આવ!"

માધુનો હર્ષ આજે સમાતો નહોતો. આનન્દથી વિહ્વળ બની લગામ જરા મજબુત પકડી, કોટને ફરી બંધ કરી તે ટટાર અકડીને બેઠો.

એના અભિમાનનો પાર નહોતો! એને સાતસો રૂપિયા લાવવાના હતા. શું આટલી રકમ દૂરના શહેરમાંથી આણવી એ કંઇ જેવી તેવી વાત છે? સાધારણ માણસનું શું ગજું કે તે આ કાર્ય કરી શકે! શું આનન્દની વાત! આજે સાતસો રૂપિયા તે પોતાના હૈયા સમીપ રાખશે. કદાચ જો તે ધારે તો ઘેર ન જતાં એ રકમ લઇ કોઇ ઠેકાણે જઇ એના વડે એશઆરામથી રહી અમન ચમન પણ કરી શકે. પણ નહિ. એ એવું કદાપિ પણ કરશે નહિ. એતો બધા રૂપિયા ઘણીજ સાવધાનીથી લાવી સીધો મહેલમાં જઇ શ્રીમતીને હાથમાં આપી દેશે અને પછી છાતી ઠોકીને કહેશે કે એથી પણ વધુ વિશ્વાસુ અને અગત્યનું કાર્ય કરવાની તેનામાં પુરતી તાકાત અને હિંમત છે. પહેલી ધર્મશાળા આવી. સ્વભાવ અનુસાર ઘોડો ત્યાં સ્થંભ્યો પરન્તુ માધુએ ધર્મશાળામાં ન ઉતરતાં ઘોડાને ચાબુક મારી આગળ દોડાવી મુકયો. શ્રીમતીએ તેને હાથ ખરચી માટે પુરતી રકમ આપેલી હતી છતાં પણ રખેને પૈસા લાવવામાં ઢીલ થાય તે હિસાબે એ ન રોકાયો. બીજી ધર્મશાળા આવી પહોંચી તો પણ માધુ ત્યાં અટકયો નહિ. તેણે મુસાફરી ચાલુજ રાખી.

હવે ત્રીજી ધર્મશાળા આવી. આ ધર્મશાળાથી દાણાવાળાની દૂર નહોતી. અહીં એ ઉતરી પડયો, ઘોડાને છોડી ઘોડારમાં લઇ ગયો.

ત્યાં તેને ઘાસ નાંખ્યું અને પછી પોતે હાથ–મોં ધોઇ જમવાની પ્રતીક્ષા કરતો બેઠો. જમતી વખતે તેણે આજુબાજુના લોકોને વાતવાતમાં જણાવી દીધું હતું કે તે કેવા અગત્યનાં કામે નીકળ્યો છે. ખાઇ રહ્યા પછી શ્રીમતીની ચીઠ્ઠી તેમજ અવેજ લઇ તે દાણાવાળાની દુકાને જવા નીકળ્યો.

દાણાવાળો, કે જે માધુની ખ્યાતિથી માહિતગાર હતો તેણે ઘણા ધ્યાનપૂર્વક શ્રીમતીનો કાગળ વાંચવા માંડયો. પત્ર વાંચી રહ્યા પછી તેણે શંકાશીલ બની માધુને પ્રશ્ન કર્યો.

" શું ખરેખર તમને શ્રીમતીએ મોકલ્યા છે ?"

માધુ આ પ્રશ્નથી ગુસ્સે થયો પણ પછી તરત જ હસી પડયો, અને બોલ્યો:— "હા, તેમના કહેવાથી જ હું અહીં આવું છું."

દાણાવાળાએ ફરી પત્ર વાંચ્યો. અને પછી તરત જ પૈસા તેના હાથમાં સોંપી દીધા, પૈસા ચોકસાઇથી ગણ્યા પછી તેણે તે અંદરના ખીસામાં મુકી દીધા અને પોતે પોતાના મુકામે આવ્યો. આજે ઉંચામાં ઉંચી જાતના દારૂએ પણ તેને લલચાવ્યો નહિ. તેના મનમાં આજે એક અપૂર્વ આનન્દ છવાઇ રહ્યો હતો. રસ્તે જતાં જે દુકાન આગળ તે સારો માલ જોતો ત્યાં ઉભો રહેતો, અને પછી સ્વગત બોલતો–" અહા ? હું આજે આ બધું ખરીદી શકું એમ છું, પણ તે લેવા ઇચ્છતો નથી." અને એમ કહી તે ત્યાંથી ચાલી જતો. બજારમાં ફરી જેણે જે જે ચીજો મંગાવી હતી તે બધી તેણે ખરીદી અને પછી રાજી થતો થતો ધર્મશાળામાં આવી પહોંચ્યો.

નાસ્તો પાણી કર્યા પછી ધર્મશાળાના એક ખુણામાં માધુએ પોતાની બેઠક લીધી. કોટના ગજવામાંથી રૂપિયાની નોટોનું બંડલ કાઢયું. તેમાં એક પાંચસોની, બીજી સોની, ત્રીજી પચાસની અને નવ નોટો

પાંચ રૂપિયાની હતી. એમ બધા મલી કુલ્લે છસો પંચાણું રૂપિયા હતા. માધુએ એક મુસાફર પાસેથી પરબીડિયું મેળવ્યું અને તેમાં એ ત્રણે નોટો સંભાળપૂર્વક મુકી કવર બંધ કરી દીધું. પછી એક ભણેલા માણસ પાસે તેની ઉપર સારાં અક્ષરોમાં 'છસો પંચાણું રૂપિયા અને સરનામું' એમ લખાવી પાકીટને ઘણીજ સાવધાનીથી પોતાની ટોપીના એક પડમાં મૂકયું, અને ટોપીને માથાં નીચે રાખી પોતે સુઇ ગયો. રાત્રિના એને પૂરતી ઉંઘ પણ ન આવી, વારેવારે ટોપીને હાથ અડકાવી પાકીટ છે કે નહિ તેની તે ખાતરી કરવા લાગ્યો. કવરને હાથ લગાડતાં જ તેને ગલગલીયાં થવા લાગ્યા. એને વિચાર આવ્યો કે કલંકિત, તિરસ્કૃત, ચોર માધુ આજે કેવો ભાગ્યશાળી છે ?

(૮)

માંડ અર્ધી રાત્રિ પસાર થઇ હશે એટલામાં તો બહારથી માણસોનો કોલાહલ સંભળાયો. બહાર બધાં મળીને આશરે દસ માણસો હતા. હિંમત, માનસિંગ અને કનૈયો (કાલુનો ભત્રીજો) રંગરૂટ તરીકે, બે માણસો તાત્કાળિક જરૂરીયાત માટે વધારાના, વૃદ્ધ કાલુ, મુખી અને તેની સાથે બીજાં ત્રણ માણસો રંગરૂટો પર દેખરેખ રાખવા માટે આવેલા હતા. ધર્મશાળાનો રખેવાળ બાંકડા પર પડી ઘોરતો પડયો હતો. અવાજ અને ગરબડ સાંભળતાંજ તે સફાળો ઉઠયો અને ફાનસ સળગાવવાની ખટપટમાં પડયો. માધુ પણ ઉઠયો અને ઓરડામાં પ્રવેશતાં માણસો તરફ જોવા લાગ્યો. બધાં અંદર આવી પાથરેલી ચટાઇપર બેઠા. સૌ તદ્દન શાન્ત હતા. આથી કોઇ અજાણ્યાને અનુમાન કરવું મુશ્કેલ થઇ પડે કે કોને ભરતીમાં લઇ જવામાં આવતા હતા અને કોણ તેમને લઇ જતું હતું. બધાં આનન્દથી હસીહસીને વાતો કરી રહ્યા હતા. એમાંના થોડાંક દારૂના ઘેનમાં મદમસ્ત બનેલા હતા. તેમાં કનૈયો પણ હતો. આજે તેણે હદ ઉપરાંત દારૂ પીધેલો જણાતો હતો.

"કેમ ભાઇઓ, હવે આપણે આરામ લઇશું કે પછી કંઇ ખાઇ શું ?" મુખીએ પ્રશ્ન કર્યો.

"ખાઇએ !" કનૈયાએ ડગલો ઉતારી સાદડી પર બેસતાં કહ્યું:— "અરે ! જરા દારૂ પણ મંગાવજો."

"હવે શરાબનું નામ જ જવા દે ! આજે તો તેં હદ ઉપરાંત પીધો છે." મુખી કનૈયાને ઉદ્દેશીને બોલ્યો.

"ભાઇઓ ! શાન્તિથી ભોજન કરવા માંડો. શા માટે બુમો મારી બીજાઓને હેરાન કરો છો !" મુખીએ અવાજ કરતાં માણસો તરફ જોઇ કહ્યું.

"મને દારૂ આપો !" કનૈયાએ જોરથી બુમ મારી કહ્યું.

લોકો મુખીની સલાહ માની ગાડીમાંથી પોતાનું ખાવાનું લાવ્યા અને તે ખાવા માંડયું. ખાઇ રહ્યા પછી કેટલાક ચટાઇ પર સુતા તો કેટલાક બાંકડા પર લાંબા થઇ પડયા.

"મને દારૂ આપો–હું કહું છું કે, મને દારૂ આપો !" કનૈયાએ બુમો પાડવા માંડી.

અકસ્માત તેની અને માધુની દષ્ટિ એક થઇ, માધુને જોઇ તેણે બુમ પાડી.

"માધુ ! માધુ ! દોસ્ત તું અહીં ? ભાઇ હું તો લશ્કરમાં જઇ રહ્યો છું. મા અને સ્ત્રી પાસેથી છેલ્લી વિદાય લઇ નીકળ્યો છું...હાય ! તેઓ કેવાં ચીસો પાડી રહ્યા હતાં ! આ રાક્ષસોએ મને બળજબરીથી સૈનિક બનાવ્યો છે. તમે મને થોડો દારૂ આપશો ?"

"ભાઇ, મારી પાસે તો રાતી પાઇ પણ નથી. હું કયાંથી શરાબ લાવું ? માધુએ જવાબ આપ્યો, અને તેણે દિલાસો આપતાં ઉમેર્યું:–

"કોણ જાણે? કાલે કદાચ પ્રભુની મહેરબાનીથી તમે છુટી પણ જાવ!"

"ના, ભાઇ હું તો તંદુરસ્તમાં તંદુરસ્ત છું. આજ સુધી માંદો પડયો પણ નથી. છુટવાની તો જરાએ આશા નથી. રાજાને મારા કરતાં સારો સૈનિક કયાંથી મળવાનો હતો ભલા?

માધુએ તેને એક રંગરૂટ બનેલા ખેડુતની વાત કહેતાં તે ખેડુતે કેવી રીતે ડોકટરને સાત રૂપિયા આપી તેમાંથી છુટ્ટી મેળવી હતી તે કહ્યું.

કનૈયાને વાતમાં રસ પડયો. તે માધુની પાસે આવ્યો. બેઉ વચ્ચે છુટથી વાતો થવા લાગી.

"ના, ભાઇ, હવે બધું પૂર્ણ થઇ ગયું છે! હવે હું ઘેર જવા માંગતો નથી. કાકાએ જે કંઇ કર્યું છે તે ઠીક જ કર્યું છે. પ્રભુ એમનું ભલું કરે! હું સારી રીતે જાણું છું કે તેઓ ગામમાં બધે કહેતા ફરે છે કે, મારા કનૈયાને બદલે બીજા કોઇને મોકલવાની મારી પાસે સગવડ નથી...ના! ના! આ વાત તદ્દન ખોટી છે. એમને પોતાના પુત્રોનો તો મોહ છે જ તે ઉપરાંત તેમને પૈસા પ્રાણથી પણ પ્યારા છે. મારી તેમને જરાએ દયા ન આવી! બસ હવે હું ઘેર જવા માંગતો જ નથી. (તેણે શોકથી ધીમાં અવાજે કહ્યું) માત્ર મારી મા અને સ્ત્રીનો જ વિચાર મને દુઃખ ઉત્પન્ન કરાવે છે. બિચારી મારી માની તો ખરેખર મને દયાજ આવે છે! મારા વગર તે બિચારી કેવી રીતે દિવસ પસાર કરશે? હું જયારે બહાર નીકળ્યો ત્યારે તે અને મારી સ્ત્રી છાતીફાટ રડયાં. અહા! તે દુષ્ટેજ તેમનું સત્યાનાશ વાળ્યું. મારી સ્ત્રી સુખ ભોગવ્યા વિના વિધવા બનશે. બિચારી કોના આધારે દિવસો વિતાડશે? એના કરતાં તો મેં લગ્ન ન કર્યાં હોત તો જ ઠીક થાત.

આજે આ દિવસ જોવાનો તેને ન આવત.......કાલે તેઓ અહીં આવી પહોંચશે.”

“પણ તેઓ તને આટલા જલ્દીથી કેમ લઇ આવ્યા?” માધુએ પૂછ્યું—“મેં તો કાંઇ સાંભળ્યું પણ નથી. આમ અચાનક.......”

“કારણ? તેઓ બ્હીતા હતા કે હું કંઇ તોફાન કરી બેસીશ.” હસતાં હસતાં કનૈયાએ જવાબ આપ્યો.–“પરન્તુ આ તેમની ભૂલ છે, હું મારી જાતને કંઇ કરવા માંગતો નથી. સૈનિક બનીને જતાં મને કાંઇ દુઃખ પણ થતું નથી.......માત્ર માનો જ વિચાર.......ભલા, શા માટે તેણે મારા લગ્ન કર્યાં.” તેણે ધીમા અને વિષાદપૂર્ણ સ્વરે કહ્યું.

એટલામાં દ્વાર ઉઘડ્યું અને વૃધ્ધ કાલુ અંદર આવ્યો. કનૈયા તરફ તેણે નજર નાંખી જોયું પણ નહિ અને એક બત્તી સળગાવવાની ખટપટમાં તે પડ્યો.

કનૈયો પોતાના કાકાને જોઇ શાન્ત બની ગયો અને વિષાદયુક્ત નેત્રોથી બાંકડા નીચે જોવા લાગ્યો. મુખી તરફ નજર જતાં તે બબડ્યો.

“દારૂ જોઇએ છે. થોડો દારૂ આપો, દારૂ!” તેના સ્વરમાં ઉન્માદ અને નિરાશા સ્પષ્ટ તરી આવતી હતી.

“દારૂ, અત્યારે?” મુખી કે જે કાંઇક ખાતો હતો તેણે જવાબ આપ્યો—“જોતો નથી, બીજાઓ થોડું ખાઇ ક્યારનાએ સુઇ ગયા છે? શા માટે તું બીજાને હેરાન કરી રહ્યો છે?”

“મુખી, મને દારૂ આપો નહિ તો પછી હું કંઇ કરી બેસીશ!”

"તમે એનું મગજ ઠેકાણે નહિ આણી શકો?" મુખીએ કાલુ તરફ જોઇ કહ્યું.

કનૈયાએ મસ્તક ઝુકાવી લીધું, અને બબડતાં કહ્યું–"દારૂ! દારૂ……આપો નહિ તો કંઇ………કરી……!"

"હોંશમાં આવ, કનૈયા!" મુખીએ નરમાશથી બોલવા માંડયું. "બસ, હવે બહુ થયું, જરા શુદ્ધિમાં આવ!"

પણ તેની વાત પુરી થાય તે પહેલાં જ કનૈયો બારી પાસે પહોંચી ગયો હતો. બારી પર જોરથી એક મુક્કો મારી તેણે કાચ તોડી નાંખ્યો અને પછી જોરથી બોલવા લાગ્યો;—

"તમે મારૂં નહિ સાંભળશો! તો આ લો." એમ કહીને બીજી બારીનો કાચ તોડવા તે તરફ દોડયો.

માધુ આંખના પલકારામાં ત્યાંથી ઉઠી એક ખુણામાં છુપાયો. મુખી ખાવાનું છોડી કનૈયા તરફ દોડયો. કાલુએ ધીમેથી ફાનસ જમીન પર મુકયું અને પછી જીભથી અવાજ કરતો કરતો તે કનૈયાની પાસે જઇ પહોંચ્યો. કનૈયો, મુખી અને બીજા માણસોની સાથે ખેંચાખેંચી કરી રહ્યો હતો. તેઓએ કનૈયાને બરાબર પકડી રાખ્યો હતો. કનૈયો તેમના હાથમાંથી છુટી બારી તરફ જવાનો પ્રયત્ન કરી રહયો હતો. પરન્તુ કનૈયાએ જેવો પોતાના કાકાને જોયો કે તરતજ તેના શરીરમાં દસગણું બળ આવ્યું. મુઠીઓ વાળી દાંત પીસી તે કાલુ તરફ આગળ ધપ્યો.

"આ રહ્યો, તે શયતાન!……હું તને મારી નાખીશ! તેં મારૂં સત્યાનાશ વાળ્યું છે!…… તેં શા માટે મારા લગ્ન કર્યાં? ……નરાધમ! દૂર ખસ! હું તને જીવતો ચીરી નાંખીશ!……"

કનૈયો ભયંકર બન્યો હતો. તેનો ચ્હેરો રક્તવર્ણો બન્યો. તેની ગોળ ગોળ આંખો ભયાનક બની આમતેમ ઘુમતી હતી. તેનું આખું શરીર ધ્રૂજી રહ્યું હતું. આથી એવું દેખાતું હતું કે તે પોતાની સામે થનાર ત્રણે માણસોના ખૂન કરી નાંખશે.

"ઓ નરપિશાચ! તું તારા સગા ભાઇનું લોહી પી રહયો છે! લોહી પીનાર રાક્ષસ!"

એટલામાં કાલુનો ચ્હેરો ચમકી ઉઠયો. એક કદમ આગળ ભરી તે બોલ્યોઃ—

"તું સીધી રીતે નહિ માનશે કેમ? બોલતાં બોલતાં તે એકદમ ચપળતાથી કનૈયા તરફ દોડી ગયો. કનૈયો સાવધાન થાય તે પહેલાં તો કાલુએ તેને પકડી નીચે ભૂમિપર પટકી નાંખ્યો, અને પછી મુખીની મદદ લઇ તેને દોરીથી સજ્જડ કસીને બાંધ્યો. પાંચ મીનીટ સુધી સખત ખેંચા ખેંચી ચાલી..કનૈયાએ પુષ્કળ હાથ પગ પછાડયા, ફાવે તેમ બકવા માંડયુ પરંતુ તે નિરર્થક ગયું. કાલુએ બીજાઓની મદદ લઇ કનૈયો કે જેના હાથ પાછળથી બાંધેલા હતા તેને એક બાંકડા પર બેસાડી દીધો.

"મેં તને પહેલેથી જ કહ્યું હતું કે હરામખોરી કરશે તો હાલ બુરા થશે." કાલુએ પડેલા શ્રમથી હાંફતાં હાંફતાં કહ્યું. "એમાં મેં પાપ પણ શું કર્યું? આપણે બધાએ એક દિવસ જરૂર મરવાનું જ છે!" ......એમ બોલી એક બીજી રસી મંગાવી કનૈયાને સારી રીતે બાંધ્યો, અને પછી ફાનસ લઇ પોતે કંઇક કામે બહાર ગયો.

કનૈયો અર્ધ મૂર્ચ્છિત હાલતે પડી આમતેમ ડોળા ઘુમાવી રહ્યો હતો, ધર્મશાળાનો નોકર કાચના ભાંગેલા કટકા વીણતો હતો. આ બધી ધમાલથી કંટાળી મુખી ફરી પાછો પોતાની જગ્યાએ જઇ બેઠો.

" અહા! કનૈયા ! કનૈયા! ખરેખર! તારે માટે હું ઘણો દિલગીર છું. પણ શું કરું ? કંઇ ઉપાય નથી. તારા જોડીદારોમાંનો હિંમત.... પણ પરણેલો છે. હવે કંઇ થઇ શકે એમ નથી."

" આ બધાં મારા કાકાના જ કરતૂક છે. તે જ મને ખરાબીને પન્થે ઘસડી જાય છે." તેણે વ્યાકુળ થઇ કહ્યું— " તેને પૈસાનો લોભ છે!.......મા કહેતી હતી કે, મુનીમે મને બચાવી મારે બદલે બીજાને મોકલવા માટે તેને સમજાવ્યો હતો! પરંતુ તેણે માન્યું નહિ. કહે છે કે ' મારી શક્તિ નથી !' મેં અને મારા ભાઇએ કમાઇ કમાઇને પૈસા તેને સોંપ્યા તેની તો તેને કંઇ ગણત્રી જ નથી !.......અરે ! રાક્ષસ !"

આ બાજુ કાલુ ફરી પાછો ઓરડામાં આવ્યો અને પ્રાર્થના કરવા લાગ્યો. પ્રાર્થના સમાપ્ત કર્યા પછી મુખી પાસે આવી બેઠો. કાકાને જોતાં જ કનૈયો પાછો શાન્ત થઇ ગયો અને આંખો મીંચી પોતાના પાથરેલા ડગલા પર સુઇ ગયો. મુખીએ મૌનથી મસ્તક હલાવતાં તેની તરફ આંગળી ચીંધી. કાલુએ હાથ હલાવતાં હલાવતાં કહેવા માંડ્યું:—

" ભાઇ, કોણ એવો મૂર્ખ હોય કે જેને દુ:ખ ન થાય ?...મારા સગાં ભાઇનો છોકરો છે......શું મને દુ:ખ ન થાય ?.......લોકો એમ સમજે છે કે હું પાપી છું, રાક્ષસ છું !......ખુદ તેની સ્ત્રી પણ એવું જ સમજે છે. તેઓ એમ જાણે છે કે મારી પાસે બીજાને મોકલવાના પુરતા પૈસા છે !......એ ગમે તે કહે, હું તેની દરકાર કરીશ નહિ—આખરે મારો જ છોકરો છે ને !"

" અહા ! છોકરો પણ છે તો સારો ?" મુખીએ આર્દ્રભાવથી કહ્યું.

"......અને હું તો મારાથી બનતું કરીશ. કાલે જઇને કલ્યાણને મોકલીશ. તેની સ્ત્રી પણ અહીં આવવા ઇચ્છતી હતી."

"ઠીક છે-તેમને ભલે અહીં આવવા દો." મુખીએ કહ્યું—"પૈસા એટલે શું ? મનુષ્યની આગળ રૂપિયા એ તો હાથનો મેલ છે, મેલ !"

"વાહ ! કોઇ પૈસાદારને પૂછો તો ખરા કે રૂપિયા એટલે શું ? તે તમને બરાબર જવાબ આપશે." ધર્મશાળાનો એક નોકર બબડયો.

"ઓહ ! પૈસા ! પૈસા ! એ તો પાપોનો પિતા છે. પ્રેમનો શત્રુ છે," કાલુએ ઉચ્ચાર્યું—"આખા જગતમાં એના જેવી ધૃણિત વસ્તુ બીજી કોઇપણ નથી. ધર્મગ્રન્થો પણ આ વાતને ટેકો આપે છે."

"હા, તેમાં તો બધું જ લખ્યું છે," નોકર કહેવા લાગ્યો "એક જણે મને એક વ્યાપારીની વાર્તા સંભળાવી હતી. આ વ્યાપારીએ પોતાની આખી ઉમરમાં કમાઇ પુષ્કળ દ્રવ્ય પેદા કર્યું હતું, મરતી વખતે પણ પોતાના પૈસા છોડવા એ ઇચ્છતો નહોતો. એ જ્યારે મરણ પામ્યો ત્યારે તેની સમગ્ર દોલત તેની ઇચ્છાનુસાર તેની સાથે જ દફનાવવામાં આવી. આ વાતની લોકોને જરા પણ શંકા ન ગઇ. લોકોને મરતી વખતે તેણે કહ્યું હતું કે, અમુક તકીયો મારા માથા નીચે રાખી મુકવો. એની મરજી મુજબ તે પ્રમાણે કરવામાં આવ્યું. ક્રિયા વગેરે કર્યા પછી દીકરાઓએ બાપની દોલત શોધવા માંડી. પરન્તુ કાંઇ જ ન મલ્યું. વચલો છોકરો કે જે ઘણો ચાલાક હતો તેણે અનુમાન કર્યું કે જરૂર પૈસા પેલા તકીયામાં જ હશે. આ વાત રાજા પાસે ગઇ, રાજાએ કબર ખોદવાની આજ્ઞા આપી. અને તમે જાણો છો ? કબર ખોદવામાં આવી, પણ રૂપિયા પૈસા કંઇ જોવામાં ન આવ્યા. માત્ર લાશમાં ખદબદતાં હજારો કીડાઓ જ નજરે પડયા કબર ફરી પાછી બંધ કરી દાટી દેવામાં આવી......જોયું, પૈસા શું ન કરી શકે ?"

"રૂપિયા ઘણી ખરાબ ચીજ છે!" કાલુએ પેલા નોકરના કથનને ટેકો આપ્યો. અને તે ત્યાંથી ઉઠી રામનામ લેવા લાગ્યો.

ભજન કર્યા પછી તેણે પોતાના ભત્રિજા તરફ દ્રષ્ટિ નાંખી. કનૈયો સુખે નિદ્રા લઇ રહ્યો હતો. અત્યારે તેનો ગુલાબી સુરખીભર્યો ચ્હેરો એવો તો પ્રકાશી ઉઠયો હતો કે તેને જોતાં જ સૌને તેના ઉપર દયા આવે. કાલુ તેની નજીક ગયો. મુખ પર પથરાયલા વાળ જરા સમા કર્યા. તેના તરફ જોઇ એક નિશ્વાસ નાંખ્યો. પછી તેના બંધ છોડી નાંખ્યા અને પોતે પોતાની જગ્યાએ જઇ સૂઇ ગયો.

(૯)

જ્યારે બધું શાન્ત થઇ ગયું ત્યારે માધુ એક ગુન્હેગારની જેમ ચુપકીદીથી ઉઠયો અને પ્રયાણ માટેની તૈયારી કરવા લાગ્યો. રંગરૂટોની સાથે રાત્રિ પસાર કરવામાં તેને એક પ્રકારનો ભય લાગ્યો. માધુનો ઘોડો ઘાસ દાણા સમાપ્ત કરી ચુકયો હતો. હજુ અંધારૂં જ હતું પ્રકાશ પણ નહોતો પથરાયો એટલામાં તો બધી તૈયારીઓ કરી નોટોનું પાકીટ ટોપીના પડમાં સહિસલામત સંભાળી ગાડી જોડી તેણે ઘર તરફનો રાહ પકડયો, જ્યારે તેણે શહેરની હદ છોડી ત્યારે તેને અધિક આનંદ થયો. અત્યાર સુધી તેને શંકા હતી કે કદાચ સિપાઇઓ તેનો પીછો પકડી, તેને કેદ કરી, કનૈયાની જગ્યાએ રંગરૂટ બનાવી સૈન્યમાં મોકલી દેશે, આ વહેમ હોય કે પછી ભય હોય, ગમે તે હોય પરન્તુ તે વારંવાર ભયથી કંપી રહ્યો હતો, અને ચાબુક પર ચાબુક ફટકાવી ઘોડાને ત્વરાથી દોડવાનું સૂચન કરી રહ્યો હતો.

થોડોક રસ્તો કાપ્યો હશે એટલામાં તેને બે માણસોનો ભેટો થયો. તેમાં એક લાંબો અને બીજો ઠીંગણો હતો, માધુ એને અપશુકન સમજ્યો, અને ગભરાઇ ગયો. ઘોડાની ચાલ વધુ તેજ કરી, અને ટોપી

ઉતારી નોટોના પાકીટને હાથ અડકાવ્યો. તેણે વિચાર્યું, એને છાતીમાં છુપાવી દઉં? પોતાના મનમાં જ તેણે જવાબ આપ્યો! ના, શી જરૂર? ટોપીમાં જ તે સુરક્ષિત છે, હવે તો ઘર આવશે ત્યારે જ ટોપી ઉતારીશ! ઘોડો બમણા વેગથી ચાલી રહ્યો હતો. માધુ હર્ષમાં આવી કલ્પનાની પાંખ પર સવાર થયો. પોતે ભપકાથી શ્રીમતીને ત્યાં પહોંચશે. શ્રીમતી પૂછશે, કેમ રૂપિયા લાવ્યો? જવાબમાં હું તરત જ રૂપિયાવાળું પાકીટ તેમની સામે ધરીશ અને કહીશ!–લો, આ આપના રૂપિયા! આશ્ચર્ય સહ શ્રીમતી મારી સામે જોઇ જ રહેશે, હું પણ મસ્તક નમાવી તેમની સન્મુખ ઉભો રહીશ. શ્રીમતી ખૂશ થશે અને કહેશે,–'શાબાશ! માધુ શાબાશ! તું ઘણો વફાદાર અને વિશ્વાસુ છે. લે આ દશ રૂપિયા અને બે દિવસની રજા ભોગવ! જવાબમાં હું તેમને પગે પડીશ અને કહીશ' માતા! તમેજ અમારા પાલક છો. અમે તો તમારાં બાલબચ્ચાં છીએ. આપ જે આજ્ઞા ફરમાવશો તે અમે કશીએ પરવા કર્યા વગર પાર ઉતારીશું."

સાધુ હર્ષથી ઉન્મત્ત બન્યો. તેને ધીરજ ન રહી ફરીથી તેણે ટોપી ઉતારી નોટોના પરબીડિયાને હાથ લગાવ્યો. અને પછી રાજી થતાં થતાં ટોપી માથા પર મુકી. ટોપીની નીચેનો ભાગ ઘણો જુનો અને મેલો થએલો હતો. જાનકીએ નીચેની કિનારીનો એક ભાગ કાળજીથી સાંધેલો હતો પરન્તુ બીજી બાજુએથી જરા સાંધવાનું રહી ગયું હતું. અંધારામાં માધુએ પરબીડિયાંને જેમ જેમ અંદર ઘુસાડવાની કોશીશ કરી તેમ તેમ ટોપીનો ભાગ વધુને વધુ ફાટતો ગયો. પરિણામે પરબીડિયાનો એક ભાગ પડમાંથી બહાર દેખાવા લાગ્યો.

પૂર્વ તરફ પ્રભાત ઉગ્યું. નિશા અસ્ત થઇ, બાલરવિના કોમળ કિરણો પૃથ્વી પર પ્રકાશ્યા. ગઇ રાત્રિએ માધુએ બિલકુલ ઉંઘ લીધેલી ન હોવાથી હવે તેની આંખમા નિદ્રા ઘેરાવા લાગી. ટોપીને જરા નીચે

ખેંચી એટલે તેમ કરતાં પરબીડિયું પણ વધારે ખેંચાયું. માધુને આ વાતની જરાએ માહિતી ન પડી. ઉંઘના ઝોકા આવવાથી તેણે પોતાનું માથું ગાડીના આગલા ભાગ તરફ ઠોકવા દીધું. જ્યારે ઘર સમીપ આવ્યું ત્યારે તે એકદમ જાગી ઉઠયો. ઉઠતાં જ તેનો હાથ ટોપી પર પડયો. પરન્તુ ટોપીને બરાબર પહેરેલી જોઇ તેણે જાણ્યું કે બધું બરાબર હશે. આમ વિચારી ઘોડાને ચાબુક અડકાવી ગાડીમાં અસ્ત વ્યસ્ત પડેલું ઘાસ સરખું કર્યું અને પછી કપડાં ઠીકઠાક કરી એક સભ્ય માણસની જેમ બેસી આમતેમ જોવા લાગ્યો.

એ રહ્યું આંબાનું ઝાડ! પેલું દેખાય મારૂં ઘર! પેલી પાડોસીની સ્ત્રી નદીએ જતી દેખાય છે; આ રહ્યું પંચાયતનું મકાન, તેની પાસે જ શ્રીમતીનો મહેલ દેખાય છે. આ મહેલમાં જ તેને જવાનું છે. ત્યાં જઇ તેને પોતાની પ્રમાણિકતાનો ખ્યાલ આપવાનો છે. ત્યાં જ જઇને તેને ગર્વસહિત ઉચ્ચારવાનું છે. "શ્રીમતીજી! કોઇ ગમે તેને વિશે ફાવે તે બોલે!" શ્રીમતી જવાબ આપશેઃ–"તું બેફિકર રહે. કોઇ તારો વાંકો વાળ પણ કરી શકે એમ નથી. લે, આ દસ રૂપિયા (કદાચ પંદર કે પછી વીસ–પચીસ) તને બક્ષિસ આપું છું!" કહી તે પોતાના નોકરોને હુકમ આપશે, કે તેને નાસ્તો કરાવવામાં આવે. ભૂખ પણ કકડીને લાગી છે એટલે પેટને પણ ન્યાય મળશે. જો દસ રૂપિયા મલી ગયા તો પછી પૂછવું જ શું? એક જોડી પેલો ચંદુ પહેરે છે તેવાં ચંપલ લઇશ. સાડાચાર રૂપિયા દાણાવાળાને આપીશ બાકીના જે કાંઇ પૈસા બચશે તેમાંથી જાનકી અને છોકરાઓ માટે કપડાં કરાવીશ. જાનકી પણ એક ગરમ ચોળી માટે ઘણા દિવસથી બૂમ મારે છે એટલે તે પણ બિચારી રાજી થશે!

જ્યારે ઘર સો કદમ દૂર રહ્યું ત્યારે માધુએ પોતાનો ડગલો ઠીકઠાક કર્યો. ખમીસ સરખું કર્યું. ટોપી માથા પરથી ઉતારી, વાળ,

સમા કર્યાં. અને પછી જરાએ ઉતાવળ કર્યા વગર વિશ્વાસથી તેણે ટોપીની અંદર હાથ નાંખ્યો. હાથ અંદરને અંદર ગયો તે એટલે સુધી કે આંગળીઓ બહાર બીજી તરફ પણ નીકળી આવી. માધુનો ચહેરો ફીક્કો પડયો. ટોપી તેણે આમ તેમ ઉથલાવી જોઇ. દબાવી પણ ખરી. પરંતુ પરબીડિયાનો પત્તો ન મળ્યો. નોટોથી ભરેલું પાકીટ ગુમ થએલું જણાયું.

માધુએ તરત જ ઘોડાની લગામ ખેંચી તેને ઉભો રાખ્યો. ગાડીમાં પડેલા ઘાસમાં તેમ જ શહેરથી લાવેલી વસ્તુઓમાં તેણે શોધ કરી. ડગલાનાં ગજવા પણ તપાસ્યાં, ધોતીયું પણ ખંખેર્યું પરન્તુ પૈસાનો પત્તો ન લાગ્યો.

"ઓ પ્રભુ ! આ શું થયું ?......હવે શું થશે ?......." એણે ભયથી વિહ્વળ બની ઉચ્ચાર્યું અને માથા પરના વાળ વિખેરવા માંડયા.

પરન્તુ ફરી વિચાર્યું, મહેલમાંથી કોઇ તેને જોઇ ન લે તે માટે તેણે ત્વરાથી ટોપી માથા પર નાંખી, ગાડીને પાછી ફેરવી અને પછી અસન્તુષ્ટ અને આશ્ચર્યમાં પડેલા ઘોડાને ચાબુક ફટકાવી વળી પાછો શહેર તરફનો રસ્તો લીધો.

તેની આંખોમાંથી અશ્રુધારા વહેતી હતી. મુખ શ્યામ અને ફીક્કું પડી ગયું હતું. હાથ ધ્રૂજી રહ્યા હતા. આવી સ્થિતિમાં તે પોકારી ઉઠતો "હાય દુર્ભાગ્ય ! હાય ભગવાન !"

## (૧૦)

એ દિવસે સવારથી તે સ્હાંજ સુધીમાં માધુને ગામમાં કોઇએ પણ ન જોયો. જમ્યા પછી શ્રીમતીએ ચાર પાંચ વખત તેની પૂછપરછ કરી હતી અને વીજળી પણ કંઇકવાર દોડતી દોડતી જાનકી પાસે

ગઇ હતી. પરન્તુ જાનકી તેને શું કહી શકે? તે તો એટલુંજ કહેતી !–હજુ આવ્યા નથી. કદાચ ઘોડાને કંઇ થયું હશે કે પછી દાણાવાળાએ પૈસા આપવામાં ઢીલ કરી હશે.

જાનકીની ચિન્તા વધી ગઇ. તેને ચેન ન પડયું. કેમ મોડું થયું હશે? શું કંઇ આફતમાં તો નહિ હોયને? કદાચ દારૂ પીને તો નહિ પડયા હોય? ના, ના, તેઓ એવા નથી. આટલી જવાબદારીના કામ વખતે તેઓ એવું કરે જ નહિ. દાણાવાળો પાસેના ગામમાં ગયો હશે. એટલે કદાચ પૈસા મળવામાં ઢીલ થઇ હોય. આ બધા વિચારો ઉદ્‌ભવતાં તેનું મન વમળે ચઢયું, એનું ચિત્ત કોઇપણ કામમાં લાગતું નહોતું. એક વાતથી એ ઘણી ચિન્તિત હતી. પેલા સુથારની સ્ત્રીએ જાનકીને ખાતરી પૂર્વક જણાવ્યું હતું કે–સવારની વખતે તેણે માધુને ઘર તરફ આવતો જોયો હતો અને પછી પાછો તરતજ તે શહેર તરફ ગાડી હંકારી ગયો હતો ! બાલકો મીઠાઇ સાટે આતુર બની તેમના પિતાની રાહ જોઇ રહ્યાં હતાં.

શ્રીમતીની હાલત પણ જાનકી જેવી જ હતી. વારંવાર તે રઘુનાથને પૂછતી !–'શું માધુ હજુ નથી આવ્યો? કેમ નહિ આવ્યો હશે? કંઇ અકસ્માત તો નહિ થયો હોય ને?' રઘુનાથ પોતાના અનુમાન પર મનમાં ને મનમાં જ પ્રસન્ન થતાં જવાબ આપતો હજુ સુધી તો આવ્યો નથી? તેણે મોડામાં મોડું બપોર સુધીમાં તો આવી જ જવું જોઇએ ! રઘુનાથે અર્થસૂચક દૃષ્ટિએ ઉમેર્યું.

આખા દિવસમાં માધુના કાંઇપણ સમાચાર ન મળ્યાં, સન્ધ્યા સમયે કેટલાક ખેડુતોને મોઢેથી સમાચાર આવ્યા કે, એ ઉઘાડે માથે અને પગે ગાંડાની જેમ સડકપર દોડતો જતો હતો અને જે કોઇ મળતું તેને પૂછતો કે—તમે કોઇએ પરબીડિયું જોયું છે? બીજા એક માણસે જણાવ્યું કે, માધુ રસ્તાપર એક ઝાડ પાસે બેહોશ હાલતે પડેલો હતો

અને તેની પાસે એક ભૂખ્યો ઘોડો ગાડીએ બંધાઇ થાકથી બેઠેલો હતો. તેણે કહ્યું:—"હું તો એમ સમજ્યો કે તે દારૂના નશામાં ચકચુર છે અને તેથી મેં તેને બોલાવ્યો પણ નહિ."

રાત્રિ પસાર થઇ ગઇ પણ માધુ ન આવ્યો. જાનકી આખી રાત્રિ જાગતી જ રહી. સુવા માટે તેણે પ્રયત્ન પણ ન કર્યો. ચિંતા તેનું ચિત્ત કોરી નાંખતી હતી. જરાપણ અવાજ થતાં જ તે બારણાં પાસે દોડી જતી અને આશા ભરી બહાર ડોકીયું કરતી. સવાર થયું. મરઘાંઓએ બાંગ પોકારી પેલા સુથારની સ્ત્રી પણ જાગી અને ગૃહકાર્યમાં પરોવાઇ જાનકીને હવે પથારીમાં પડયું રહેવું ગમ્યું નહિ. તે પણ ઉઠી અને સગડી સળગાવી ગરમ પાણીની તૈયારી કરવામાં પડી. ગઇ કાલના વાસણ માંજવાના બાકી જ હતાં. જાનકીએ તે માંજી નાંખ્યાં. ગરમ પાણી થતાં ન્હાઇ લીધું. બાલકોને પણ જગાડયાં અને ઘર વ્યવસ્થિત કર્યું આ બધું કામ કરતાં કરતાં પણ તેનું મન બારણા તરફ જ હતું. જરા પણ પણ અવાજ થતાં માધુના આવવાની ભ્રમણા તેને થવા લાગી. સુર્ય પણ ઉગ્યો. મંદિરોમાં ઘંટારવો થવા લાગ્યા. રસ્તા પરથી ખેતરો તરફ પસાર થતાં વાહનોનો પણ અવાજ સંભળાવા લાગ્યો. બાળકોનો શોરબકોર પણ ચાલુ થયો પરન્તુ માધુ હજુ સુધી પણ પાછો આવ્યો નહોતો.

જાનકીનું મુખ બ્હીલું પડી ગયું. ચિન્તા સાગરમાં તે લીન બની રસોઇની તૈયારીમાં પડી. એટલામાં અચાનક મોટી છોકરીએ બુમ પાડી:–"બાપા આવ્યા?"

જાનકીએ ચમકીને પાછળ જોયું તો ખરેખર માધુ બારણામાં પ્રવેશતો હતો. તેની હાલત વિચિત્ર હતી. વાળ અસ્તવ્યસ્ત હતા. મુખ ફીકકું પડી ગયું હતું. નેત્રો ઉંડાં ઉતરી ગયાં હતાં અને તે લથડતી

ચાલે ચાલી રહ્યો હતો. જાણે એવું માલુમ પડતું હતું કે તે હમણાં જ રડી પડશે અથવા તો હસી પડશે.

"કેમ, આવી ગયા? તબીયત તો બરાબર છે ને?" જાનકીએ ઉભાં ઉભાં જ પૂછયું.

માધુ કંઇ બબડયો. જાનકી તે જરા પણ સમજી શકી નહિ.

"તમે શ્રીમતી પાસે જઇ આવ્યા?" જાનકીએ બીજો પ્રશ્ન કર્યો.

પણ માધુએ કાંઇ જવાબ ન આપ્યો. તે ખાટલાપર બેસી ગયો, ઘણા વખત સુધી તે એક શબ્દ પણ બોલી શકયો નહિ.

"કેમ? આટલા બધા મોડા? કયાં હતાં?" જાનકીએ અત્યંત વ્યગ્ર થઇ પૂછયું.

"હા, જાનકી, મેં રૂપિયા લાવી શ્રીમતીને આપી પણ દીધાં છે. તેને કેટલો બધો આનંદ થયો!" સહસા માધુ બોલી ઉઠયો. આ જવાબથી સંતોષ પામી જાનકી ઉઠી અને ચાલી ગઇ. માધુ હવે એકલો પડયો. તે વ્યગ્ર ભાવથી આમતેમ જોવા લાગ્યો. તેની દ્રષ્ટિ બે તરફ ખેંચાઇ. બાલક અને ઝુલતા પારણાની દોરી તરફ. દોરી પ્રત્યે તેની નજર સ્થિર બની. એકાએક તે ઉભો થઇ ગયો અને પારણું નીચે ઉતારી તેની દોરી છોડી નાંખી. એટલામાં જાનકી ખાવાનું લઇ અંદર આવી. માધુએ શિઘ્રતાથી દોરીને પોતાની છાતી આગળ છુપાવી અને પોતે ખાટલા પર બેસી ગયો.

"કેમ શું છે? આજે આમ ઉદાસ કેમ બન્યા છો? જાનકીએ પ્રશ્ન પૂછયો.

"ઉંઘ આવે છે. સૂતો નથી." ટુંકમાં જ તેણે ઉત્તર આપ્યો.

એકાએક કંઇક ધમધમ અવાજ સંભળાયો, અને તરત જ છુટેલા તીરની ઝડપે વીજળીએ બારણામાં પ્રવેશ કર્યો.

"શ્રીમતીએ માધુને હમણાં ને હમણાં જ બોલાવ્યો છે.— અત્યારે જ. શ્રીમતીની આજ્ઞા છે...હમણાં જ...!"

માધુએ જાનકી તરફ એક નજર નાંખી પછી ન્હાની છોકરી પર.

"હું આવું છું. શા માટે પાછા તેઓ મને બોલાવતા હશે?" પાછલું વાકય તેણે જાનકીને ભ્રમમાં નાંખવા માટે ઉચ્ચાર્યું. "કદાચ ઇનામ આપવા બોલાવતાં હશે! વીજળી, જા, જઇને કહે કે આવે છે!"

માધુ ઉઠયો અને બહાર ચાલી ગયો, જાનકી ગરમ પાણી લઇ બાળકોને ન્હાવા માટે બોલાવતી કુવા પર ગઇ.

"અહિં આવ, હું તને નવડાવું." જાનકીએ ન્હાની છોકરીને ઉદ્દેશી કહ્યું.

ન્હાવાનું નામ સાંભળી છોકરી રડવા લાગી.

"આવ દીકરી, અહીં આવ. ચાલ પછી તને ખાવાનું આપીશ જલ્દી આવ તો, હજુ તો તારા ભાઇઓને પણ નવડાવવા બાકી છે."

આ બાજુ માધુ વીજળીની પાછળ મહેલમાં ગયો નહિ. પરન્તુ તેણે એક જુદો જ રસ્તો પકડયો. વચમાં મેડા પર જવા માટે એક લાકડાની લાંબી નીસરણી રાખવામાં આવી હતી. માધુએ ત્યાં ઉભા રહી ચોતરફ જોયું, અને કોઇને ન જોયાથી તે એકદમ ઝડપથી નીસરણી પર ચઢી ગયો.

"માધુ હજુ સુધી કેમ ન આવ્યો?" શ્રીમતીએ અત્યંત આતુરતાથી વીજળીને પુછયું. "તે કયાં છે? કેમ નથી આવતો?"

વીજળી પાછી માધુના મકાન તરફ દોડી, અને ફરીથી શ્રીમતીનો સન્દેશ સુણાવ્યો.

"વાહ ! એઓ તો કયારના ગયા છે ?" જાનકીએ આશ્ચર્ય પામતાં જવાબ આપ્યો. ન્હાની છોકરીને એ નવડાવી રહી હતી. હવે તેણે ધાવણી છોકરીને કુવાની પાસે આવેલાં હવાડાની પાળ પર નવડાવવા માંડી. છોકરી રડતી હતી, બુમો પાડતી હતી અને પોતાના ન્હાના હાથ પહોળા કરી કોઇ ચીજને પકડવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહી હતી જાનકી પાછળથી તેને મજબુત રીતે પકડી બીજા હાથે નવડાવવા લાગી. "જરા જોને બબી, કોઇ જગ્યાએ જઇને સૂઇ તો નથી ગયા ?" જાનકીએ ઉત્સુક બની આમ તેમ નજર નાંખતાં કહ્યું.

એ જ વખતે સુથારની સ્ત્રી મેડા પર કંઇક કામે ગઇ. આ મેડાનો ઉપયોગ મકાનનાં બધાં ભાડુતો કરતાં હતા. કોઇ પોતાનો ભાંગ્યો તૂટયો સામાન ત્યાં રાખતું તો કોઇ બળતણ, ગોદડાં વીગેરે ત્યાં મુકતું હતું. એકાએક મેડા ઉપરથી ભયંકર ચીસનો અવાજ સંભળાયો અને પેલી સ્ત્રી આંખો બંધ કરતી ચચ્ચાર પગથિયાં સાથે ઉતરી ગાભરી બની નીચે ઉતરી પડી.

"માધુ.......તેણે ચીસ પાડીને કહ્યું. જાનકીના હાથમાંથી બચ્ચું છુટી ગયું.

"એ......ફાંસો ખાધો" તેણે વાકય પુરૂં કર્યું.

જાનકી બચ્ચાંને ભૂલી તે તરફ દોડી. અહીં બચ્ચું દડાની જેમ ગબડી ઉંધે માથે પાસેના હવાડામાં પડયું. માથું પાણીમાં હતું પગ ઉપર હતા.

"........ફાંસો ખાઇ......આપઘાત કર્યો" પેલી સ્ત્રીએ દોડતાં દોડતાં કહ્યું. પરન્તુ જાનકીને જોઇ તે અટકી ગઇ.

જાનકી વીજળીના જેવી ઝડપે બીજા લોકો મેડા ઉપર જાય તે પહેલાં ચઢી ગઇ, અને ક્ષણભરમાં ઉપર જતાં જ તેણે એક ભયાનક ચિત્કાર કર્યો, પછી મૂર્ચ્છિત થઇ નીચે ગબડી પડી. આ બાજુ જો દોડી આવતાં મનુષ્યોએ તેને ઝીલી લીધી ન હોત તો જરૂર તે ત્યાંને ત્યાં જ રામશરણ થઇ જાત.

(૧૧)

થોડો વખત ત્યાં એવી તો ધાંધલ મચી રહી કે કોઇ કંઇપણ કરી શકયું નહિ. લોકો પણ સારી સંખ્યામાં ભેગા થઇ ગયા હતા. દરેક માણસ જોરથી બુમો પાડી રહ્યો હતો. સ્ત્રીઓ અને બાળકો ભયથી કંપી રહ્યા હતા. જાનકી બેભાન થઇ પડેલી હતી. આખરે રઘુનાથ અને એક પાડોશી મજબુત છાતી રાખી મેડા ઉપર ચઢી ગયા. આ બાજુ પેલા સુથારની સ્ત્રીને જરાએ ચેન પડતું નહોતું, તેણે પોતાની એકની એક વાત વીસમી વખત કહેવા માંડી, જરાયે શંકા વગર તે ઉપર કામ માટે ગઇ. તેણે આમતેમ નજર નાંખી તો એક માણસ લટકતો દેખાયો. આ વાત પહેલાં તો તેના માન્યામાં ન આવી. તેણે આંખો ચોળી ચોળીને જોયું ત્યારે તેની સંપૂર્ણ ખાત્રી થઇ. પછી કેવી તે ધ્રૂજી ઉઠી, અને શી રીતે દાદર ઉતરી નીચે આવી તેની તેને પોતાનેય ખબર ન પડી. ભગવાને રક્ષા કરી!......અહા! આટલે ઉંચેથી ઉતરતાં તે પોતે નીચે ગબડી પડી નહિ તે ખરેખર પ્રભુની દયા જ હતી!'

જેઓ ઉપર ગયા હતા તેમણે પણ એવી જ વાત કહી. માધુ ઉપર એક કડીએ દોરી બાંધી ગળામાં ફાંસો નાખી પ્રાણ ગુમાવી બેઠો હતો. જાનકી હવે શુદ્ધિમાં આવી અને સીડી ઉપર ચઢવા માટે દોડી પરન્તુ તેમ કરતાં તેને અટકાવવામાં આવી.

એકાએક પાછળથી બબીએ બુમ પાડી, "મા! મા! બચી ડૂબી ગઇ."

જાનકી ત્વરાથી ત્યાં દોડી. જુવે છે તો બચી હવાડામાં ઉંધી પડી હતી. શરીર નિશ્ચેતન હતું. હાથપગ લાકડી જેવાં જડ થઇ ગયાં હતા. જાનકીએ તેને એકદમ બહાર ખેંચી કાઢી, પરન્તુ તેણે ન તો શ્વાસ લીધો કે ન તો તે બોલી. બચીને ખભાપર નાંખી તે ઘરમાં ગઇ,

અને એક પથારી પર તેને નાંખી દીધી, પછી કોણીના ટેકાથી નીચાં નમી બચીના મુખ સામે જોઇ તે એવા તો ભયાનક હાસ્યથી હસી કે મોટી છોકરી બ્હીને ત્યાંથી દૂર ન્હાસી ગઇ, બુમ સાંભળી લોકો તેની તરફ દોડી આવ્યા. તેમણે બચીના દેહને ઉઠાવી ઉપચાર કરવાનું શરૂ કર્યું પરન્તુ નિરર્થક. જાનકી પથારી પર ઉછળી ઉછળીને જોરથી હસવા લાગી તે એટલે સુધી કે ત્યાં આગળ ઉભેલા બધા લોકો ભયભીત બન્યાં. ટોળામાંના કેટલાક જાનકીની દયા ખાતાં તો કેટલાંક તેના દુઃખથી રડતાં હતાં. કોઇ શાન્ત ઉભું રહી જોતું તો કોઇ અંદર અંદર ઘુસપુસ કરતું હતું. સુથારની સ્ત્રી પોતાની જ રામકહાણી સંભળાવવામાં મશગૂલ બની હતી, પોતાની વાતો કરી તે લોકોને આશ્ચર્ય પમાડતી હતી. ખરેખર ઇશ્વરે તેના ઉપર દયા કરી હતી, નહિ તો તે આજે જીવતીયે નહિ રહી હોત, આ તેના કહેવાનો સારાંશ હતો. રઘુનાથે ચોકીપહેરા માટે સિપાઇઓને બોલાવવા માણસને મોકલ્યો. વીજળી પત્થરની મૂર્તિ જેમ એક ખુણામાં ચૂપચાપ ઉભી હતી. તેના મુખપરનું હાસ્ય અને શરીરની ચપળતા અસ્ત થઇ હતી. બાકીની બીજી સ્ત્રીઓ જાનકીની બાજુમાં ઉભી રહી ખેદપૂર્ણ નેત્રોથી જોઇ રહી હતી. બાલકો એક ખુણામાં ઉભા રહી માની તરફ તાકી રહ્યા હતા. બહાર ઘણા લોકો ભેગા થઇ ગયા હતા, ક્ષણે ક્ષણે લોકોની સંખ્યા વધતી જ જતી હતી આ લોકો તરેહ તરેહની કલ્પના કરતા હતા. ટોળામાંના એકે કહ્યું—માધુએ મારમારી જાનકીનું માથું ફોડી નાંખ્યું. બીજો બોલ્યો—નારે, હમણાંજ પેલો બૂમ પાડતો ગયો કે એક હડકાયાં કુતરાએ ત્રણ ચાર જણને કરડી ગાંડા બનાવી મુકયા છે. આ બનાવ તેણે સગી આંખે જોયો છે. આ સાંભળી ત્રીજાએ કહ્યું—કહેનારો ઉલ્લુ હતો. કુતરોએ નથી ને બુતરોએ નથી. ખરી વાત તો......આ છે. અન્તે સાચી વાતની ખબર પડતાંજ સૌ ચૂપ થઇ ગયાં. ધીમે ધીમે વાત શ્રીમતી આગળ આવી. વાત

સાંભળતાં તે તરતજ બનાવવાળી જગ્યાએ આવી પહોંચી. બધાં લોકો તેને જોવા ઉત્સુક બન્યા. શ્રીમતી ગંભીર ચહેરે અંદર દાખલ થઇ, જાનકી પાસે જઇ શ્રીમતીએ પોતાનો હાથ તેના હાથમાં લીધો પરન્તુ જાનકીએ તરતજ ઝટકો મારી પોતાનો હાથ તેના હાથમાંથી છોડાવી લીધો. ઉભેલાં લોકો આશ્ચર્યથી હવે શું થાય છે તે જોઇ રહ્યાં.

"જાનકી !" શ્રીમતીએ દુઃખદ સ્વરે ઉચ્ચાર્યું. "તારે બાલકો છે. તેમનાં ભલાં ખાતર તારે હિંમત રાખવી જોઇએ. જે બનવા કાળ હતું તે બની ગયું. ચાલ હિંમત ન હાર !"

જાનકી હા. હા. હા. કરતી હસી પડી અને ઉભી થઇ ગઇ.

"મારા બાલકો બધાં રૂપાનાં છે. રૂપાનાં ! હું કાગળના પૈસા રાખતી નથી. મેં તેમને પહેલેથી જ કહ્યું હતું કે એક પણ નોટ લેશો નહિ, બધા જ નગદ રૂપિયા લેજો કે જેથી કરીને પડે તો એ અવાજ આવે.........અહાહા ! મેં પહેલેથી જ જણાવ્યું હતું.......!" જાનકી કહેતી કહેતી જોરથી હસવા લાગી.

"થોડું પાણી લાવો !" શ્રીમતીએ આજ્ઞા કરી આમતેમ જોવા માંડયું. એકાએક તેની નજર બચીના મૃતદેહ પર પડી, જોતાં જોતાં, તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, શ્રીમતીનું હ્રદય કેટલું દયાળુ અને સ્નેહભીનું છે તેની પ્રતીતિ લોકોને તે દિવસે થઇ.

શ્રીમતીથી આ દુઃખ જોવાયું નહિ. ધ્રુસકે ધ્રુસકે તે રડવા લાગી. અને તે એટલે સુધી કે અન્તે તે મૂર્ચ્છિત થઇ ભોંય ઉપર પડી ગઇ. ટોળામાં હોહા મચી રહી, કેટલાક આગળ ધપી આવ્યા અને શ્રીમતીને ઉંચકી તેઓ મહેલ તરફ લઇ ગયા. ધીરેધીરે ભીડ ઓછી થવા લાગી. લોકો જાનકીને બીજા ઓરડામાં લઇ ગયા મુનીમની આજ્ઞાથી વૈદને બોલાવવામાં આવ્યો અને જાનકી પર તેણે ઉપચારો શરૂ કર્યા, પરન્તુ તેની કોઇ પણ અસર ન થઇ. તેની આંખોમાંથી એક પણ

આંસુનું ટીપું નીકળતું નહોતું માત્ર તે હસતી હતી અને તે એવી ભયંકર રીતે કે જોનારો પણ ત્રાસી ત્યાંથી ચાલી જતો. કેટલીક વખત તે એવો તો ગાંડો લવારો કરતી કે જે લોકો તેની સારવાર કરતાં હતા તેઓ પણ હસ્યા વગર રહી શકતાં નહોતાં.

(૧૨)

બીજે દિવસે તહેવાર હતો પરન્તુ ઉત્સવનું એકે ચિન્હ ન દેખાયું. સુન્દર ખુશનુમા ઋતુ હતી છતાંયે લોકો મનોરંજન માટે તેમજ હરવા ફરવા માટે ઘરમાંથી બહાર ન નીકળ્યા, મહોલ્લાના છોકરાઓ જેઓ આખો દિવસ શોરબકોર કરતાં હતાં તેઓ પણ આજે તદ્દન શાન્ત હતા. તહેવાર હોવાથી ઘણા લોકો ઘેર હતા તેઓ પણ ચુપકીદી ધારી ઘરના ખુણામાં ભરાયા હતા. કોઇથી પણ મોટેથી બોલવાનું સાહસ થતું નહોતું અંદર અંદર કોઇ ધીમેથી વાત કરતું તો તે પણ ડરતાં ડરતાં. દિવસના તો આ નિસ્તબ્ધતા ભયંકર ન લાગી પરન્તુ જ્યારે નિશાએ પોતાનું સામ્રાજ્ય પાથર્યું અંધકાર અવનીપટ પર પથરાયો, કુતરાઓ ભસવા લાગ્યા અને જ્યારે ખુબ જોરથી પવન ફુંકાવા લાગ્યો ત્યારે લોકોમાં ભયની અરેરાટી પ્રસરી ગઇ. દિવસના લોકોમાં હિંમત હતી, પણ રાત્રિના તેમની તે હિંમત જતી રહી. જેઓ એકલા હતા તેઓ પાડોસીને ત્યાં રાતવાસા માટે ગયા. કેટલાક કામ પ્રસંગે રાત્રિના બહાર જવા માંગતા હતા તેઓ પણ આવી સ્મશાન સમી ભયંકરતા જોઇ બહાર જવાનું સાહસ કરી શકયા નહિ. સારી રાત લોકો જાગતા રહી પ્રભુ સ્મરણ કરવા લાગ્યા. કેટલાક આખી રાત જાગતા રહ્યા તો કેટલાક અર્ધ નિદ્રિત અવસ્થામાં પડી રહ્યા. જેઓ ઉંઘી ગયા હતા તેઓ રાત્રિના ભયંકર સ્વપ્નો જોઇ ચીસો પાડી જાગી ઉઠયા. માધુના ઘરમાં કોઇ નહોતું. ઘર નિસ્તબ્ધ અને ખાવા દોડતું હતું. ગાંડી જાનકી અને

બાળકોને લોકો બીજી જગ્યાએ લઇ ગયા હતા. માત્ર ન્હાની છોકરીનું શબ ત્યાં પડી રહ્યું હતું. સુથારની સ્ત્રીની દશા તો સાવ બુરી થએલી જણાઇ. બિચારી ભયથી વારંવાર આમ તેમ દોડી રહી હતી. દિવસ તો ગમે તેમ પસાર કર્યો પરન્તુ રાત્રિ વીતે તેમ ન લાગ્યું. તે પોતાના બે ત્રણ સગાંઓ પાસે ગઇ અને તેમને કાલાવાલા કરી પોતાને ત્યાં રાત રહેવા માટે લઇ આવી. જે ચહા તેણે અઠવાડીયા માટે આણી હતી તે બધી તેણે એક રાતમાં જ ખલાસ કરી નાંખી. આખી રાત તે અને તેના સગાંઓ ભયથી ધ્રૂજતાં જાગતાં જ રહ્યા.

માધુના આકસ્મિક આપઘાતથી તેમજ તેના કુટુંબ પર આવી પહેલાં દુઃખથી સૌ કોઇ હેબતાઇ ગયા. તેમને એક જાતનો ભય ઉત્પન્ન થયો અને તેથી તેઓ સુખે જંપી શક્યા નહિ. માધુનો આપઘાત, બચ્ચીનું ડુબી જવું, જાનકીનું ગાંડપણ વગેરે બનાવો એક પછી એક એવા તો બની ગયા કે લોકોના હૃદય દ્રવી ગયાં. તેમનો આનંદ–ઉલ્લાસ અસ્ત થયો. શોકની ઘેરી છાયા તેમની મુખમુદ્રા પર ફરી વળી.

આ બાજુ શ્રીમતીની પણ એવી જ હાલત હતી. આ આકસ્મિક બનાવે તેને અસ્વસ્થ બનાવી દીધી. દુલારી શ્રીમતી માટે ઔષધ બનાવી રહી હતી. રાત્રિના બ્હીક ન લાગે તે માટે દુલારી સાથે રાત રહેવા તેની કાકી પણ આવી હતી. દુલારીની ઓરડીમાં કુલ્લે ચાર જણા હતા. તેઓ ત્યાં બેઠાં બેઠાં વાતો કરી રહ્યા હતા.

"મધની જરૂર છે, કોણ જશે?" એકાએક દુલારીએ પુછ્યું.

"હું તો કંઇ જતી નથી!" બીજી એક દાસીએ કહ્યું.

"છટ! તું અને વીજળી બેઉ સાથે જાવ. મધ વગર દવા કેમ તૈયાર થશે?"

"હું તો એકલી જ જઇશ! મને તો જરાએ બ્હીક લાગતી નથી." વીજળીએ કહ્યું. બોલતાં બોલતાં તો તે બોલી પડી, પરન્તુ આ કહેતાં જ તે ભયથી ફીક્કી પડી ગઇ.

"ઠીક, ત્યારે જા. રાજુને કહેજે કે થોડું મધ આપે. જોજે વાર ન લગાડતી. નજીક જ છે. બહુ દૂર નથી."

વીજળી હાથ હલાવતી હલાવતી જવા લાગી. તે ઘણીજ ભય પામેલી જણાઇ. વિચારતી હતી કે રસ્તામાં જો કંઇ અવાજ સંભળાશે તો જરૂર તે ભયથી ત્યાંજ રામશરણ થઇ જશે, આમ છતાં પણ હિંમત રાખી આંખો બંધ કરી તે ચિર–પરિચિત રસ્તા પર ઝડપથી દોડી રહી હતી.

## (૧૩)

"શ્રીમતી જાગે છે?"

સહસા વીજળીના કાન પર એક ભારી અવાજ પડયો, અત્યાર સુધી તેની આંખો બંધ હતી. અવાજ થતાં જ તેણે તે ઉઘાડી અને જોયું તો પાસે જ એક લાંબો–પાતળો મનુષ્ય તેની સામે ડોળા ઘૂમાવતો ઉભો હતો. આ માણસને જોતાંજ તેનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. ભયથી તેણે ચીસ પાડી અને એટલા વેગથી તો પાછળ દોડી કે તેનું લુગડું પણ નીકળી ગયું. એકી શ્વાસે દોડી તે દુલારીના ઓરડામાં આવી પહોંચી અને પથારી પર પડી જોરથી હાંફવા લાગી. વીજળીનો ચિત્કાર સાંભળીને તેમજ તેની આવી દશા જોઇ દુલારી, તેની કાકી અને બીજી એક દાસી ભયથી મૃતઃપ્રાય જેવાં થઇ ગયાં, હજુ તેઓ બરાબર સાવચેત બને તે પહેલાં તો તેઓએ કોઇનાં ધીમા પરન્તુ ભારી પગલાંનો અવાજ તેમની નજીક આવતો સાંભળ્યો. દુલારી એકદમ

દોડી શ્રીમતી પાસે જઇ પહોંચી. બીજી દાસી સુકવેલાં લુગડાંની ઓથે છુપાઇ ગઇ. દુલારીની કાકી હિંમત રાખી બારણું બંધ કરવા ઉઠી પરન્તુ તે બંધ કરે તે પહેલાં તો બારણાં કોઇના ધક્કાથી ઉઘડી ગયાં અને એક ખેડુત જેવા માણસે અંદર પ્રવેશ કર્યો. તે કાલુ હતો. આ લોકોના ભય તરફ જરા એ ધ્યાન ન આપતાં ઓરડામાં પડેલા એક ખાટલા પર તે બેસી ગયો. માથા પરથી ટોપી ઉતારી નીચે મુકી. ગજવામાંથી કકડો કાઢી મોઢું લુછ્યું અને પછી ગજવામાં હાથ નાંખી એક પાકીટ કહાડયું. પાકીટ જરા મેલું અને ધુળવાળું હતું. તેના ઉપર કંઇ અક્ષરો પણ લખેલા જણાતા હતા. દુલારીની કાકીએ છાતી પર હાથ રાખી મુશ્કેલીએ બોલવા માંડયું:—

"અરે રામ! તમે હતા? ભાઇ, હું તો બ્હી જ ગઇ! એકપણ શબ્દ બોલી પણ શકી નહિ! હું સમજી કે હવે આપણા રામ રમી......ગયા."

"તમે તે કંઇ માણસ છો? આવી રીતે તે અવાતું હશે? જરા ખબર તો આપીયેને? હું તો ભયથી મરી જ ગઇ." કપડાં પાછળ છુપાયેલી દાસીએ બહાર નીકળતાં કહ્યું.

"શ્રીમતી પણ ગભરાઇ ગયાં." દુલારીએ શ્રીમતીના ઓરડામાંથી આવતાં કહ્યું:—"તમે વગર પૂછે અહીં સુધી કેમ દોડી આવ્યા? જરા આવવાની ખબર તો આગળથી આપવી હતી?"

કાલુએ દિલગીરી દર્શાવ્યા વગર જ કહ્યું:—"શ્રીમતી સૂઇ તો નથી ગયાં? મારે એમનું કામ છે."

"તેમની તબિયત ઠીક નથી." દુલારીએ જવાબ આપ્યો.

આજ ક્ષણે વીજળી ખડખડાટ હસવા લાગી તે એટલે સુધી કે મોઢું તકિયામાં છુપાવતાં પણ તેનું હસવું રોકાયું નહિ. દુલારીએ

તેમજ તેની કાકીએ તેને તેમ ન કરવાનું કહ્યું, પરન્તુ તેના હસવાનો પ્રવાહ બંધ ન જ થયો.

કાલુએ સ્થિર નેત્રો કરી તેની પ્રત્યે જોયું. પરન્તુ પછી તરતજ પોતાની વાત શરૂ કરી.

"જુઓ, ઘણું જ જરૂરી કામ છે. બસ, તમે જઇ એટલું જ કહો કે, એક ખેડુત આવ્યો છે અને તેને નોટોથી ભરેલું એક પરબીડિયું મલ્યું છે."

"નોટોનું પરબીડિયું?"

"હા."

દુલારીની ધીરજ ન રહી. તેણે તે પરબીડિયાને પોતાના હાથમાં લીધું, આમતેમ ફેરવ્યું અને પછી ઉપર લખેલા અક્ષરો ઉકેલવા લાગી.

તેણે પુછ્યું:—

"આ પાકીટ તમને કેવી રીતે મલ્યું? પૈસા લાવવા તો માધુ ગયો હતો ને?"

કાલુએ તેને બધી વાત ટુંકાણમાં કહી સંભળાવી. જવાબથી સંતોષ પામી તે તરતજ શ્રીમતી પાસે દોડી ગઇ.

ટૂંક સમયમાં દુલારી પાછી આવી. તે બોલી:—"શ્રીમતી આપને મલવા માંગતાં નથી. તેમની તબિયત બરોબર નથી."

કાલુ આશ્ચર્યથી ડઘાઇ ગયો.

"હું કંઇ જાણતી નથી તેમજ જાણવા પણ માંગતી નથી. કાલુ કોણ છે?......કેવી નોટો?......અત્યારના હું કોઇને મલી શકતી નથી કે મલવા પણ માંગતી નથી." દુલારીએ શ્રીમતીના શબ્દો ઉચ્ચાર્યા.

"હવે હું શું કરૂં ?" કાલુએ પાકીટ હાથમાં આમતેમ ફેરવતાં કહ્યું.—" કંઇ નજીવી રકમ પણ નથી.....હાં પણ તેના ઉપર શું લખ્યું છે ?" કાલુએ પાકીટ દુલારીના હાથમાં આપતાં કહ્યું.

કાલુ કંઇક ઊંડી શંકામાં પડ્યો. તેણે વિચાર્યું, કદાચ એવું ન બને કે પાકીટ શ્રીમતીનું પણ ન હોય ! બનવા જોગ છે કે લખેલું સરનામું તેને ખોટું પણ કહ્યું હોય ! પણ દુલારીએ પરબીડિયા પરનું સરનામું વાંચી તેનો ભ્રમ દૂર કર્યો. કાલુએ દીર્ઘશ્વાસ નાંખી પાકીટને અંદરના ગજવામાં મુકી દીધું, અને પછી જવાની તૈયારી કરતાં તે બોલ્યો:—

" એને પોલીસ-તપાસ માટે આપી દેવું પડશે."

"જરા ઉભા રહો, હું એકવાર ફરીથી પ્રયત્ન કરીશ." દુલારીએ કાલુને જતાં અટકાવી કહ્યું. "લાવો, પાકીટ મને આપો !"

કાલુએ પરબીડિયું પાછું બહાર કાઢ્યું. પરન્તુ દુલારીના હાથમાં મુકતાં તેનું મન ખંચાયું. તેણે કહ્યું:—

" તેમને કહેજો કે, કાલુને રસ્તા પરથી મલ્યું છે."

" ઠીક, ત્યારે લાવો, મને આપો."

" પહેલાં તો મેં ધાર્યું કે નજીવો કાગળ હશે, પરન્તુ એક જણ પાસે વંચાવ્યું તો જણાયું કે તેમાં નોટો છે."

" ઠીક છે. લાવો, મને આપો તો ખરા."

" હું તો સીધો અહીં જ આવ્યો. ઘેર પણ ન ગયો"....કાલુએ બોલવું ચાલુ જ રાખ્યું–" શ્રીમતીને કહી દેજો કે......" કાલુના વર્તન પરથો સ્પષ્ટ જણાતું હતું કે હજુ પણ તે પાકીટ છોડવા માંગતો નહોતો.

દુલારી કંટાળી ગઇ. તે બોલી:—

"પણ પાકીટ આપો તો ખરા. શ્રીમતી જોવા માંગશે તો હું શું કરીશ?"

કાલુ હજુ પણ શંકાશીલ હતો. પાકીટ આપવું કે ન આપવું તેના વિચાર–વમળે તે અટવાયો. એટલામાં તો દુલારીએ તેના હાથમાંથી પાકીટ ખેંચી લીધું અને લાગલી જ તે શ્રીમતી પાસે જઇ પહોંચી.

"છોકરી! પૈસા–બૈસાની વાત મારી આગળ ન કર." શ્રીમતીએ તેની વાત સાંભળી ગ્લાનિપૂર્ણ સ્વરમાં કહ્યું–પેલી બચ્ચીનું સુખ યાદ આવે છે......"

"શ્રીમતીજી! કાલુ સમજ્યા નથી કે આ રૂપિયા આપ કોને આપવા માંગો છો." દુલારીએ અત્યંત નમ્રતાઇથી કહ્યું.

શ્રીમતીએ પાકીટ હાથમાં લીધું. ઉઘાડયું અને તેમાંની નોટો પર નજર પડતાં જ તે કંપાયમાન થઇ! ફરી પાછી તે કોઇ ગહન વિચારમાં ડૂબી ગઇ.

"પૈસા! પૈસા! તું કેટલાએના સુખનો નાશ કરે છે. ખરેખર તું અનર્થનું જ મૂળ છે!!!" નોટો સામે જોઇ તેણે ઉચ્ચાર્યું.

"કાલુ બહાર બેઠા છે, શ્રીમતીજી, આપ એમને જવાની આજ્ઞા આપો છો કે પછી તેમને મુલાકાત આપવાનો અનુગ્રહ કરશો?...... રૂપિયા તો બરાબર છે ને?"......દુલારીએ કહ્યું.

"આ રૂપિયાની મારે જરૂર જ નથી. આ પૈસા જ બધાં કારણનું મૂળ છે!......અહા! કેવી ભયંકર ઘટના બની ગઇ! માધુએ આપઘાત કર્યો! જાનકી ગાંડી બની અને બચ્ચી ડૂબી ગઇ! આખું સુખી કુટુમ્બ દુ:ખી બની ગયું! ઓહ! પ્રભુ! હદ થાય છે. ગરીબને જ રંજાડવા! એક જ કુટુમ્બ પર આટલો અત્યાચાર?...."

"દુલારી, જા, એ પૈસા કાલુને જ આપી દે."......એકાએક શ્રીમતીએ ઉચ્ચાર્યું. અને પછી દુલારીનો હાથ પકડી તેણે કહેવા માંડયું:–"જા જલ્દી જા, અને આ રૂપિયા તેને ભેટ આપી દે. કહેજે કે શ્રીમતીએ તેને ભેટ આપી દીધા છે. ફાવે તે ઉપયોગ કરે" દુલારી વિસ્મય પામી શ્રીમતી સામે જ જોઇ રહી.

"સાતસો રૂપિયા? અને તે ભેટ તરીકે! ઓ પ્રભુ! હું આ શું સાંભળું છું!" તેણે એક બાલકની જેમ ઉદ્‌ગાર કાઢયા.

"હા, બધા જ તેને લઇ જવા દે!–" શ્રીમતીએ અધીરાઇથી કહ્યું:—"મને આશ્ચર્ય થાય છે કે હજુ તું મારૂં કહેવું કેમ સમજી શકી નથી? આ રૂપિયા અપશુકનિયાળ છે......તેની વાત મારી આગળ કરીશ જ નહિ. જા. જા. લઇજા. મારાથી હવે આ પૈસાની સામે નજર પણ નંખાતી નથી. જેને આ ગડ્યા છે તેને જ સોંપી દે. જા, ઉતાવળ કર......"

દુલારી પાછી ફરી.

"શું બધા જ રાખી લીધા?" કાલુએ આતુરતાથી પુછ્યું.

"ના, લો, આ રૂપિયા અને તમે જ ગણી લો, શ્રીમતીએ આજ્ઞા આપી છે કે આ બધા જ રૂપિયા તમને આપવામાં આવે." દુલારીએ પરબીડિયું તેના હાથમાં આપતાં કહ્યું.

કાલુએ ટોપી બગલમાં દબાવી અને આગળ વળી પૈસા ગણવા લાગ્યો.

"તમે કેમ ન ગણી આપ્યા?" કાલુએ ગણતા ગણતાં દુલારીને પૂછ્યું.

'શા માટે શ્રીમતીએ આ લપ તેને વળગાવી' કાલુ ગણગણ્યો 'કેમ તેણે પોતે ન ગણી લીધા? હા, કદાચ તેમની તબિયત ઠીક ન હશે તેથી તેને આજ્ઞા આપવામાં આવી હોય એમ પણ બનવાજોગ છે.'

"તમે પૈસા ઘેર જઇને જ ગણજો. હવે એ તમારા જ છે!" દુલારીએ કાલુના મહદ્ આશ્ચર્ય વચ્ચે ઉચ્ચાર્યું તે ઝડપથી બોલી:—

"શ્રીમતીની આજ્ઞા છે કે 'આ રૂપિયા હું જોવા માંગતી નથી. જે લાવ્યું છે તેને જ આપી દે!'"

કાલુએ સીધા ઉભા રહી દુલારી સામે જ જોયા કર્યું.

દુલારીની કાકી તો આ સાંભળી ડઘાઇ જ ગઇ તે બોલી:—

"એ મા! ભગવાને એના પર કેવી કૃપા કરી? હા, કેવું ભાગ્ય ઉઘડી ગયું! ખરેખર કાલુ તું નસીબદાર તો ખરો જ!"

બીજી દાસીને તો વિશ્વાસ જ ન આવ્યો. તેણે કહ્યું:—"આમ કેવી રીતે બની શકે? દુલારી, તારી ભૂલ થતી હશે?"

"મારી ભૂલ! ના. ના. હું ભૂલતી નથી. શ્રીમતીએ મારો હાથ પકડી કહ્યું:–'જા જલ્દી જા, અને જે લાવ્યું છે તેને આ બધા પૈસા તરતજ આપી દે. હું તેનું મોઢું જોવા પણ માંગતી નથી!'...... "લો, ભાઇ કાલુ, આ તમારા પૈસા." સ્વગત તેણે ઉચ્ચાર્યું.—'એ તો બનતું જ આવ્યું છે. એકનું દુઃખ અને બીજાનું.......!"

"શું આ સત્ય છે? સા....ત....સો રૂપિયા! કાલુને!" દુલારીની કાકીએ અચંબો પામતાં કહ્યું.

"હા. સાતસો રૂપીયા!" દુલારીએ ભાર દઇ કહ્યું–"જુઓ ભાઇ, આ પૈસાથી ફુલાઇ ન જતાં ધર્મ ત્યજશો નહિ. સત્ય છોડશો નહિ. નીતિ અને નેકીને માર્ગે ચાલશો, તો તમે સુખી થશો. એમાંથી ઓછામાં ઓછા પચીસ રૂપિયા તો દાનમાં આપજો જ...અત્યારે પણ તમારે પૈસાની તમા નથી."

હવે કાલુને સંપૂર્ણ ખાતરી થઇ કે દુલારી જે કાંઇ કહી રહી હતી તે સત્ય જ હતું. અત્યાર સુધી આ વાત તેના માન્યામાં નહોતી આવતી

શ્રીમતી સાતસો રૂપિયા ભેટ આપે એ વાત પર તેને વિશ્વાસ નહોતો. પરન્તુ જ્યારે દુલારીએ શ્રીમતીના જ શબ્દો વારંવાર બધાને ટાંકી બતાવ્યા ત્યારે તેને તે વાત ખરી માનવી પડી, અસંભવિત વાત સંભવિત બનતી જોઇ તેના હૃદયમાં આનંદ વ્યાપી રહ્યો. રૂપિયાની નોટો તેણે સરખી કરવા માંડી આમ છતાં પણ હજુ તે ભયમુક્ત થયો નહોતો. નોટો સરખી કરતાં તેના હાથ ધ્રૂજી રહ્યા હતા. વારંવાર તે દાસીઓ તરફ જોયા કરતો હતો કે કદાચ તેની મશ્કરી તો નહિ કરવામાં આવતી હોય !

" જોયું ડોસો કેવો રાજી થઇ ગયો છે ? અરે ! કાલુદાદા અહીં આવો હું તમને નોટો સરખી કરી આપું ! " દુલારીએ કહ્યું.

તેણે હાથ લાંબો કર્યો પરન્તુ કાલુએ ના પાડી. ઝટપટ નોટો ભેગી કરી અને તે હાથમાં લઇ ઉભો થઇ ગયો.

" ઘણા ખૂશ દેખાઓ છો નહિ ? "

" શું જવાબ આપવો તેની મને જરાએ ગમ પડતી નથી ! અરેખર........"

પૂરું વાકય કર્યા વગર જ હસતો હસતો તે બહાર નીકળ્યો.

શ્રીમતીની બુમ સંભળાઇ. દુલારી દોડી.

" રૂપિયા આપી દીધા ? "

" જી, હા."

" બહુ રાજી થયો હશે નહિ ? "

" જી, હા. લગભગ પાગલ જેવો બની ગયો."

" ઠીક. જરા એને બોલાવ તો ખરી ? હું જાણવા માગું છું કે તે પરબીડિયું તેને કેવી રીતે મળ્યું. એને અહીં લાવ. મારાથી બહાર જવાશે નહિ."

દુલારી બહાર ગઇ. કાલુ રસ્તાપરથી જઇ રહ્યો હતો. હજુ પણ તે ઉઘાડે માથે હતો, નોટોનો થોકડો ગજવામાં ન નાંખતાં મોઢામાં બે દાંતો વચ્ચે દબાવી રાખ્યો હતો. કદાચ હજુ પણ તેને શંકા હશે કે રૂપિયા તેના પોતાના ન હોય! દુલારીનો અવાજ તેના કાન પર પડયો ત્યારે તે એકદમ ચમકી ગયો.

"શું છે?......શું વાત છે? રૂપિયા પાછા લેવા આવી છે?.......તેં મારે માટે શ્રીમતીને કાંઇ પણ ન કહ્યું?......અરે હું તો એમ વિચારી રહ્યો હતો કે દુલારીને એક સુંદર ઘરેણું ભેટ આપું."

"શ્રીમતી તમને બોલાવે છે, ચાલો ઉતાવળ કરો." દુલારીએ કહ્યું.

દ્વાર ફરીથી ઉઘડયું અને કાલુને શ્રીમતીની સન્મુખ લાવવામાં આવ્યો. આ વખતે કાલુની શી સ્થિતિ બની તેની તેને પોતાને જ ખબર ન પડી. બિચારાનો પ્રાણ કંઠે આવી ગયો હતો. અરે રામ! આવેલા પૈસા પણ જવા માંડયા! હે પ્રભુ! કંઇ એવું કર કે જેથી તે પૈસા તેના જ હાથમાં રહે! મગજ ચકડોળે ચઢયું. બુધ્ધિ બહેર મારી ગઇ, છાતીમાં ધબકારા થવા લાગ્યા. કયાંથી તે કયાં જઇ રહ્યો હતો તેનું તેને પોતાને પણ ભાન ન રહ્યું. જયારે તે શ્રીમતી સન્મુખ ઉભો રહ્યો ત્યારે જ તેની નિદ્રા ઉઘડી ગઇ.

"શું તે તમે જ છો?"

"જી, હા. સોગંદ ખાઇ કહું છું કે હું એને અડકયો જ નહોતો. પાકીટ જેવું પડયું હતું તેવું જ અહીં આપની પાસે લાવ્યો છું. બરાબર પૂરેપૂરૂં જોયું પણ નહોતું........" કાલુએ પોતાનું બોલવું ચાલું જ રાખ્યું:—"આજકાલ હું ઘણો નાણાભીડમાં આવી પડયો છું. ઉમર પાકટ બની છે. કામ થતું નથી. બળદો પણ વેચાઇ ગયા છે.........."

"જેવું તમારૂં નસીબ." શ્રીમતીએ કહ્યું—"ઠીક, રાખી લો—તમને કામે આવશે."

તે કંઇ પણ ઉત્તર આપી શકયો નહિ. માત્ર ડોળા જ ફેરવવા લાગ્યો.

"રૂપિયા જડયા છે એથી મને એક જાતનો સંતોષ થાય છે, પ્રભુ તમને આ પૈસા સન્માર્ગે વાપરવાની બુધ્ધિ સુઝાડે. કેમ ખુશી થયા છો ને?"

"જી. કેમ નહિ. આપની જ દયાથી આટલી ગંજાવર રકમ મેળવી શકયો છું, ભગવાન તમને સુખી રાખે! જીવીશ ત્યાં સુધી આપના ગુણ ગાઇશ. પ્રભુ આપને કદી પણ દુઃખ ન આપે!"

"હા પણ કાલુ! પૈસા તને મળ્યા કેવી રીતે?"

પરન્તુ ઉત્તર આપવાને બદલે કાલુએ પોતાનું જ રામાયણ ચલાવ્યું:—

"આપણા શ્રીમતી સુખી રહે તે માટે આપણે આપણાથી બનતું કરવું જોઇએ. તેમની જે કંઇ આજ્ઞા હોય તે આપણે એકી અવાજે ઉઠાવવી જોઇએ. ઇમાનદારી, નેકી અને માન……"

"શ્રીમતીજી, આ તો ઉંધી જ વાતો કરે છે?" દુલારી વચમાં જ બોલી ઉઠી.

"રંગરૂટ બનેલા મારા ભત્રીજાને લઇ હું શહેરમાં ગયો હતો. ત્યાંથી પાછા વળતાં રસ્તાની એક બાજુએ મેં આ પાકીટ પડેલું જોયું. કુતૂહલવશાત મેં તે ઉપાડયું તો તે નોટોથી ભરેલું પરબીડિયું હતું. મેં તરત જ તેને ગજવામાં મુકયું અને શ્વાસભેર દોડી તમને આપવા અહીં આવ્યો. બિચારા માણુએ રસ્તામાં ગુમાવી દીધું હશે."

"સારૂં ત્યારે તમે રજા લો. હું ઘણી ખૂશ થઇ છું. મનુષ્ય જે ધારે છે તે કદી થઇ શકતું જ નથી. જગતનિયંતા પોતાનું જ ધાર્યું કરે છે. ખરે જ **ईश्वरेच्छा बलीयसी.**"

"હું એટલો તો ખૂશ થયો છું કે......કાલુએ કહેવા માંડયું.

પણ તરત જ તે સ્થંભી ગયો. તેને લાગ્યું કે શ્રીમતીનો આભાર તેણે બરાબર માન્યો નથી. પણ શિષ્ટાચાર તેને આવડતો નહોતો તે કરે પણ શું ?

શ્રીમતી અને દુલારી તેની મુંઝવણ કળી ગયા. દુલારી તો ખડખડાટ હસવા લાગી. ઓરડામાંથી નીકળતાં જ કાલુ મુઠ્ઠીઓ વાળી દોડયો. કદાચ કોઇ આકસ્મિક ઘટના બને અને તેને બોલાવી રૂપિયા પાછા લઇ લેવામાં આવે તો ?

## ( ૧૪ )

કાલુ મહેલમાંથી નીકળી બહાર આવ્યો. હજુ પણ તે ભયભીત હતો, રખેને કોઇ આવી તેના પૈસા ઝુંટવી લે એ ભયથી તે વારંવાર પાછું વળી જોવા લાગ્યો. જ્યારે તેને પૂર્ણ ખાત્રી થઇ કે તેની પાછળ કોઇ આવતું નથી ત્યારે જ તેનો શ્વાસ નીચે ઉતર્યો. રસ્તાપર ચાલ્યા પછી તે એક ગલીમાં ગયો અને ત્યાં જઇ કમર ઢીલી કરી તેમાં પૈસાનું પાકીટ મુકી કમર બરાબર કસી લીધી. પછી ગલીમાંથી નીકળી પુનઃ રસ્તા પર આવ્યો. આ સમયે તેની સ્થિતિ એક શરાબીના જેવી બની હતી. શરાબી શરાબના નશામાં હોઠ ફફડાવ્યા કરે તેમ કાલુ હોઠ ફફડાવી મનમાં ને મનમાં કંઇ ગણગણતો લથડીયાં ખાતો ચાલતાં ચાલતાં મગજમાં અનેક વિચારો ઘડી રહ્યો હતો. એક વિચાર પૂર્ણ કરે તે પહેલાં તો બીજા નવા વિચાર કરતો. આમ દિવાની હાલતે મનમાં તર્કવિતર્ક કરતો તે રસ્તો કાપી રહ્યો હતો.

એટલામાં તેણે એક મનુષ્યાકૃતિને પોતાની તરફ આવતી જોઇ. કાલુ પહેલાં તો આવનાર વ્યક્તિને ઓળખી શક્યો નહિ પરન્તુ તે જેમ જેમ નજીક આવતી ગઇ તેમ તેમ તેને પિછાન થવા લાગી. તે જોરાવરસિંહ ચોકીદાર હતો. હાથમાં દંડો લઇ માધુના મકાન આગળ પહેરો ભરતો ઘૂમી રહ્યો હતો.

"અહો ! દાદા તમે છો ? કેમ રંગરૂટોને શહેરમાં મુકી આવ્યા ?" તેની સમીપ આવતાં જોરાવર બોલ્યો.

"હા. તું આજે અહીં કેમ ઘૂમી રહ્યો છે ?"

"માધુએ આપઘાત કરેલો હોવાથી અહીં મને પહેરાપર મુકવામાં આવ્યો છે." તેણે ખુલાસો કર્યો.

"તે ક્યાં છે !"

"સ્હામે. લોકો કહે છે કે છતની કડીમાં રસી ભેરવી તે લટકી ગયો. કેટલો આશાભર્યો જુવાન હતો ? નકામો મરી ગયો ! અને સાથે બીજાને પણ મારતો ગયો." જોરાવરે પોતાના દંડાથી અંધારામાં માધુના ઘર તરફ સંકેત કરતા કહ્યું. જે દિશા બતાવવામાં આવી હતી .તે તરફ કાલુએ દ્રષ્ટિ નાંખી પણ કંઇપણ જણાયું નહિ. આમ છતાં પણ તેણે ભવાં ચઢાવ્યાં, આંખો ઘૂમાવી અને માથું હલાવ્યું.

"દાદા ! કેવી ભયાનક રાત્રિ છે ?" જોરાવરે કહ્યું:—

"આખું શરીર કંપી રહ્યું છે. છતાંયે અહીં પહેરા પર ઊભો છું. કરૂં પણ શું ? આજ્ઞા છે—ફરજ છે. પરન્તુ રઘુનાથ કે રઘુનાથનો બાપ પણ અહીં આવે અને મને માધુના માળ પર એકલો જવાનો હુકમ કરે તો હું મારી નાંખતાંએ ન જાઉં."

"ઓહ! કેવું પાપ!... મહાપાપ!" કાલુએ અર્થ વગરનું બોલવા માંડયું. એ શું બોલતો હતો તેની તેને પોતાને પણ ખબર નહોતી. હજુ પણ તે કંઇ કહેવા માંગતો હતો પરન્તુ એટલામાં કોઇના દમામદાર પગલાનો અવાજ સંભળાયો.

કાલુ અને જોરાવરે તે તરફ આંખો ઠેરવી. તે રઘુનાથ હતો. ઉતાવળથી તે આ તરફ આવી રહ્યો હતો.

"ચોકીદાર! અહીં આવ!" રઘુનાથે બુમ મારી.

"જી." જોરાવર આગળ ગયો.

"તારી પાસે બીજું કોણ હતું?"

"કાલુ."

"ઓહ! કાલુ! કયારે આવ્યો? અહીં આવ!"

કાલુ આગળ વધ્યો. મુનીમની પાછળ બીજાં બે માણસો હતા. એક ફાનસ પકડી ઉભો હતો બીજો હાથમાં સોટી પકડી આમતેમ જોતો ઉભો હતો. તેણે લાંબો કાળો કોટ અને ફુમતાં વાળી ટોપી પહેરેલી હતી. તે જમાદાર હતો.

"જુઓ, આ ડોસાને પણ આપણી સાથે લઇ લો!" મુનીમે જમાદારને ઉદ્દેશીને કહ્યું.

ડોસો આ ફરમાનથી ગભરાયો. પણ કોઇ ઉપાય નહોતો.

"અને જોરાવર તું ખરેખર જોરાવર જ નીકળ્યો! શાબાશ! ઝટ ઉપર જા અને માળ પર જવા માટે સીડી ગોઠવ."

જોરાવર કે જે પહેલાં જાન આપતાં પણ ઉપર જવા ઇચ્છતો નહોતો તે હવે મુનીમના ડરથી જોડાના ચમ ચમ અવાજ કરતો ઉપર ચાલ્યો.

જમાદાર આ ગામથી અર્ધો માઇલ દૂર રહેતો હતો. રાત્રિના તે શરાબ પી લહેરથી સુતો હતો એટલામાં મુનીમ તરફથી બહાર જવાનું કહેણ આવ્યું બબડતો બબડતો અર્ધી રાતે જવા તે ઉઠયો. તેનું ચાલત તો જાત પણ નહિ. પરન્તુ મુનીમના કહેણને તે કેવી રીતે ઉથાપી શકે? ગણગણતો કપડાં પહેરી તે ઉઠયો અને અહીં મુનીમ સાથ આવ્યો. રાત્રિના દસ વાગ્યા હતા. ઘોર નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી લાશને જોવાનું કામ તે ત્વરાથી પતાવવા માંગતો હતો.

ચાલતાં ચાલતાં મુનીમે કાલુને પુછ્યું:—

"કેમ કાલુ તું અહીં કયાંથી?"

કાલુએ બધી વાત કહી. શ્રીમતીના પૈસા મલ્યાથી માંડીને તે શ્રીમતીની આજ્ઞા સુધીની. તેણે ઉમેર્યું કે તે પોતે હમણાં તેમની રજા માંગવા માટે જ આવી રહ્યો હતો. એટલામાં તો તમેજ સામા મળી ગયા. પણ મુનીમે જ્યારે તે પરબીડિયું જોવા માંગ્યું ત્યારે તેના ભયની સીમા ન રહી. પરબીડિયું આપવાની કાલુની જરાએ મરજી નહોતી. પણ કરે શું? મુનીમને શી રીતે ના પાડી શકે? અન્તે મને કમને તેણે તે પાકીટ મુનીમને આપ્યું. પહેલાં મુનીમે અને પછી જમાદારે બારીકાઇથી તેનું નિરીક્ષણ કર્યું અને ત્રણ ચાર ટુંકા પ્રશ્નો પૂછ્યા.

"હાય! રૂપિયા હાથથી ગયા!" કાલુ ફાટી આંખે જમાદારના હાથની હીલચાલ જોતાં બબડયો પણ જ્યારે જમાદારે પાકીટ તેના હાથમાં પાછું આપ્યું ત્યારે જ તેનાં ખોળીયામાં જીવ આવ્યો.

"કેવો અજબ ભાગ્યશાળી છે?" તેણે કહ્યું.

"ચાલો, જે થયું તે યોગ્ય જ થયું છે. એનો સદ્દુપયોગ થશે." મુનીમે કહ્યુ—"હજુ હમણાં જ તે પોતાના ભત્રીજાને રંગરૂટ તરીકે શહેરમાં મુકી આવ્યો છે. કાલે તે જઇ તેને છોડવી બીજાને મોકલવાનો પ્રબન્ધ કરશે. કેમ ખરૂં ને કાલુ?"

જમાદારે થંડો શ્વાસ નાંખ્યો.

"કેવી રીતે તેમ થઇ શકે? શું આટલા રૂપિયા પુરા થશે ખરા? હજુ તો બળદ, અનાજ વગેરે પણ ખરીદવું બાકી છે, અને હવે, તો મોડું પણ થયું છે......!"

"ઠીક જેવી તારી ઇચ્છા!" મુનીમે ટુંકમાં જણાવ્યું અને પછી બેઉ ચુપકીદીથી જમાદારની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

ટૂંક સમયમાં તેઓ માધુના ઘર સમીપ આવી પહોંચ્યા. ચોકીદાર હાથમાં ફાનસ લઇ સીડીની પાસે જ તેમની પ્રતીક્ષા કરતો ઉભો હતો.

"ક્યાં છે?" જમાદારે પ્રશ્ન પૂછ્યો.

"અહીં જ." પહેરેદારે ધીમેથી જવાબ આપ્યો.

"જોરાવર, તું ઘણો બહાદુર અને હોશિયાર છે. ચાલ જરા ફાનસ લઇ આગળ ચાલ!" મુનીમે જોરાવરને પાનો ચઢાવતાં કહ્યું.

જોરાવરનો ભય હવે જવા લાગ્યો. એક સામટા તે બબ્બે પગથિયાં ચઢવા લાગ્યો. જમાદારની પાછળ મુનીમ પણ ઉપર ચઢયો. જ્યારે તેઓ ઉપર અદ્રષ્ય થયા ત્યારે કાલુ સીડીના પહેલાં પગથીયાં પર પગ મુકી વિચારમાં પડી ગયો. આમ ચાર પાંચ મિનિટ પસાર પણ થઇ ગઇ. ઉપર પગોનો અવાજ પણ આવતો બંધ થયો. એ લોકો લાશ સમીપ પહોંચી ગયા હતા.

"દાદા, ઉપર આવો જમાદાર બોલાવે છે!" સહસા જોરાવરે ઉપરથી સાદ કર્યો.

કાલુએ ઉપર ચઢવાનું શરૂ કર્યું. દીવાના પ્રકાશમાં માત્ર જમાદાર અને મુનીમનો ઉપરનો જ ભાગ દેખાતો હતો. તે બેઉની વચ્ચે એક મનુષ્યાકૃતિ લટકેલી જણાઇ. તે માધુ હતો. કાલુ ઉપર પહોંચી ગયો.

"એનું શરીર ફેરવી નાંખો." જમાદારે હુકમ કર્યો.

કોઇ ન હાલ્યું.

"જોરાવર તું ઘણો બહાદુર છે! શાબાશ! શૂરવીર! ચાલ આગળ ધપ......" રઘુનાથે તેનો વાંસો થાબડતાં કહ્યું.

'બહાદુર જુવાન' આગળ વધ્યો, અને લાશ પાસે હિંમતથી જઇ તેણે તે ફેરવી નાંખી. પછી ઉત્સુકભાવથી લાશ તરફ તેમજ સામે ઉભેલા સાથીઓ તરફ જોવા માંડ્યું.

જમાદારે લાશ તરફ ધ્યાનથી જોયું. પછી તે બોલ્યો:–"બસ. પાછું શબ પહેલાંની જેમ બરાબર કરી દે!"

માધુનું શબ ફરી પાછું હતું તેમ રાખવામાં આવ્યું. તેના પગ જમીનને અડકી રહ્યા હતા, અને ગરદન દોરીના ફંદામાં ફસાયલી હતી.

"હવે લાશને નીચે લઇ જવી જોઇએ?"

"હા, મારો પણ તેમ વિચાર છે. તમે કહો તો દોરી કાપી નાંખીએ?" જમાદારે કહ્યું–"કોઇ પાસે ચપ્પુ છે કે?"

'બહાદુર જુવાન' જોરાવરની મદદથી શબ નીચે લાવવામાં આવ્યું.

"કાલે ડૉકટર આવશે અને લાશની તપાસ ચલાવશે. માટે આજે તેના પર કપડું ઢાંકી બરાબર યોગ્ય સ્થળે મુકી રાખજો." જમાદારે સૂચના કરતાં કહ્યું.

અને બધાં વિખેરાયા.

## ૧૫.

હોઠ ફફડાવતો કાલુ ઘેર પહોંચ્યો. પહેલાં તો રસ્તામાં ચાલતી વખતે તેને બેચેની જેવું જણાયું પણ જેમ જેમ ઘર નજીક આવતું ગયું તેમ તેમ તે વધારે ઉત્સાહ અને આનન્દથી ત્વરિત્ વેગથી પગલાં ભરવા લાગ્યો. પીઠામાં બેઠેલાં શરાબીઓની ઠઠ્ઠા મશ્કરીઓ તેમજ હા–હા–હી–હી છેક રસ્તા સુધી સંભળાતાં હતા. રસ્તે ચાલનાર પીઠાંઓથી લોભાઇ તે તરફ વળે એ સ્વભાવિક વાત હતી પરન્તુ કાલુ કે જેણે આજ સુધીમાં દારૂના એક પણ ટીપાંને હાથ લગાવ્યો નહોતો તે આજે આટલી સમૃદ્ધિ અનાયાસે મળવા છતાં પણ વિચલિત ન બન્યો. તે તરફ ધ્યાન આપ્યા વગર જ તેણે સીધો ઘરનો રસ્તો પકડયો જેમ બને તેમ ત્વરાથી ઘેર પહોંચવાની તેની ઇચ્છા હતી.

જયારે તે ઘેર ગયો ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું, તેની વૃદ્ધ સ્ત્રી ઘોરતી પડી હતી. તેનો મોટો છોકરો અને પૌત્ર અંદરના ઓરડામાં સૂતા હતા. અને સૌથી ન્હાનો છોકરો બહાર કોઠાર આગળ સૂઇ રહ્યો હતો. આમ બધાં સુખેથી નિદ્રાને આધીન થયાં હતાં, માત્ર કનૈયાની અભાગી સ્ત્રી નંદુ જ જાગતી બેઠી હતી. તેનું મુખ ફીકકું અને રડવાથી લાલચોળ બનેલું હતું. કપડાં મેલા અને માથું ધુળવાળું થએલું હતું. જયારે કાલુએ ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તે ઉભી ન થઇ પરન્તુ મોટેથી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

બુઢ્ઢી જાગી, અને પતિ સાટે ખાવાનું લઇ આવી. કાલુએ કનૈયાની સ્ત્રી તરફ દ્રષ્ટિ કરી કહ્યું:—

"બેટા! હવે બહું થયું. રડવાથી શું વળશે? શાન્ત થા, અને સૂઇ જા."

પણ જવાબમાં કનૈયાની સ્ત્રી શાન્ત રહેવાને બદલે બમણા જોરથી રડવા લાગી.

ડોસીએ ખાવાનું નીચે મુકયું અને ખાઇ લીધા પછી તે બધું પાછી લઇ ગઇ. ડોસાએ શાન્તિથી ભોજન પૂર્ણ કર્યું. એ દરમ્યાન તેણે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો. ખાધા પછી હાથ મોં ધોઇ ડોસીની સાથે તે પોતાના ઓરડામાં ગયો ત્યાં કેટલીક ક્ષણ સુધી બેઉએ અંદર અંદર ઘુસપુસ કીધું. થોડીવાર પછી ડોસી સંતોષ ભર્યા મુખે ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી કાલુએ પરબીડિયું કાઢી નોટો ગણવા માંડી. ગણ્યા પછી એક મોટી લોખંડની પેટી ઉઘાડી અને તેમાં તે પાકીટ મુકી પેટી બંધ કરી દીધી.

જ્યારે એ પોતાના ઓરડામાંથી બહાર આવ્યો ત્યારે આખા ઘરમાં ઘોર અંધકાર પ્રસરી ગયો હતો. દિપક ઓલવાઇ ગયો હતો. કાલુની સ્ત્રી આખા દિવસના સખ્ત પરિશ્રમ પછી ઘોરતી પડી હતી. કનૈયાની સ્ત્રી પણ રડીરડી ચટાઇ પર સૂઇ ગઇ હતી. બિચારીએ કંઇ પાથર્યું પણ નહોતું. હાથનો તકીયો બનાવી પડી રહી હતી. કાલુ ધીરેથી ઉઠી તેની પાસે ગયો. તેના માથા પરના વાળ સમા કર્યાં હાથ ફેરવ્યો અને પછી ધીમે પગલે પાછો આવી પોતાના પૌત્રની પાસેની પથારીમાં સૂઇ ગયો.

પણ એને ઉંઘ ન આવી. ચંદ્ર પૂર્ણ તેજથી શિતળતા પાથરી રહ્યો હતો. ઘરમાંથી અંધારૂં પણ અસ્ત થતું હતું. ચંદ્રના પ્રકાશમાં કનૈયાની સુતેલી સ્ત્રી તરફ તેની નજર પડી. તેની સમીપ કોઇક ચીજ દેખાઇ. તે ડગલો હતો કે પછી કોઇ માણસની આકૃતિ હતી તે બરાબર કહેવું મુશ્કેલ હતું છતાં પણ કાલુ તે જોતાં જ ભયભીત બન્યો. કોણ જાણે શું હતું ? તેણે આંખો ફાડી ફાડી નજર નાંખી. ડોળા ઘૂમાવી ઘૂમાવી તેણે અંધારામાં ડોકીયાં કર્યાં. પણ કંઇ સમજમાં ન આવ્યું. કોઇ માણસ જેવું લાગ્યું. 'શું તે માધુનો પ્રેતાત્મા તો ન હોય ?' કાલુએ કલ્પના કરી અને તે કરતાં જ તેના આખા શરીરમાં ધ્રુજારી

પ્રસરી. કદાચ નોટોના પરબીડિયા સાથે તે ન આવ્યો હોય? અરે રામ? શું કરૂં ? શા માટે મેં તે નોટો લીધી? કાલુના મોતીયાં મરી ગયાં. તેનું લોહી થંડુ પડી ગયું. કાષ્ટવત્ તે પથારીમાંજ પડી રહ્યો. ન ઉઠયો કે ન હાલ્યો. જરૂર તે જ! તેનાથી ઉઠવાનું સાહસ થઇ શકયું નહિ. સહસા કોઇ બારી પાસેથી પસાર થયું એવી તેને ભ્રમણા થઇ. કોણ હશે? ગામનો મુખી તો ન હોય? પણ આવી અર્ધી રાત્રિએ તે શા માટે આવે? તેણે વિચાર્યું—'અરે! આ તો કોઇ ઘરમાં પણ ઘુસી આવ્યું! પગલાંનો અવાજ સ્પષ્ટ સંભળાય છે.......દરવાજો કોણે ખોલ્યો હશે ભલા?... શું બુઢ્ઢી ઉંઘમાં ને ઉંઘમાં બારણા બંધ કરવાનું તો ન ભૂલી ગઇ હોય? ડોસી પણ અક્કલ વગરની છે. રાત્રિના બારણા તે કંઇ ખુલ્લા મુકાતાં હશે? અરે ભગવાન, જરા તો મહેરબાની કર!' આ સમયે જ ગલીમાં કુતરાઓનો ભસવાનો અવાજ થયો. કાલુએ આમ તેમ જોયું. ઘરમાં કોઇ તેને ફરી રહ્યું હોય એવું જણાયું. વસાણોના અવાજ થયા હોય તેમ પણ લાગ્યું. કોણે વાસણ ખખડાવ્યા હશે? એટલામાં તો દીવાલ પર ધબ-ધબ અવાજો સંભળાયા. બુઢ્ઢો પડયો પડયો ભયથી કંપવા લાગ્યો. અરે! હવે તો ચોકખી માણસની આકૃતિ જણાય છે! હેં-કોણ માધુ? અરે તું? તેણે એકદમ ઉઠવાની ઇચ્છા કરી પણ તે ઉઠી શકયો નહિ. એનું આખું શરીર શિથિલ થઇ ગયું. તેણે જોયું તો ભૂત મેજ પાસે પહોંચી તેના પરની બધી વસ્તુઓ નીચે જમીન પર પછાડી નાંખી દે છે. એ પછી ત્યાંથી ઉઠી ભૂત તેની તરફ આવતું જણાયું. હવે તદ્દન સાફ માધુની જ સુરત દેખાતી હતી! ભૂત કુદકો મારી કાલુની છાતી પર ચઢી ગયું અને તેનું ગળચું પકડી જોરથી હલાવવા લાગ્યું.

"પૈસા મારા છે?" માધુ બબડયો.

'મને છોડી દો! મારે એ નથી જોઇતા!' કાલુએ બોલવા પ્રયત્ન કર્યો પણ તે મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારી શકયો નહિ.

માધુ કાલુની છાતી પર ચઢી જોરથી તેને દબાવી રહ્યો હતો. કાલુ ભારથી ચગદાઇ જતો હોય તેમ તેને જણાયું. સહસા એને યાદ આવ્યું કે પ્રભુ સ્મરણ કરવાથી ભૂત ન્હાસી જાય છે. તેણે ઇશ્વરનું નામ લેવા પ્રયત્ન કર્યો પણ તેમ કરી શકયો નહિ. તેની પાસે સુતેલો તેનો પૌત્ર એક ભયંકર ચીસ પાડી જાગી રડવા લાગ્યો. કાલુને વાચા આવી તે બોલી ઉઠયો— "હે પ્રભુ! બચાવો......" એકાએક છાતી પરથી કોઇ ઉતરતું હોય એમ તેને લાગ્યું. તેણે ફરીથી કહ્યું- "ભગવાન! શત્રુઓનો નાશ કરો!......" અને તરત જ માધુનું ભૂત ઉભું થઇ દરવાજા તરફ જતું જણાયું. દ્વાર પાસે પહોંચી તેણે એટલો તો પ્રબળ અવાજ કર્યો કે સારૂં એ ઘર હાલી ઉઠયું. પણ આશ્ચર્ય એ હતું કે પૌત્ર અને પિતામહ સિવાય આખા ઘરનાં લોકો શાન્તિથી સુઇ રહ્યા હતા. દાદા પથારીમાં પસીનાથી તરબોળ બની પડયા હતા. પૌત્ર જાગી ઉઠવાથી રડતો હતો. ટુંક સમય પછી નિસ્તબ્ધતા વ્યાપી ગઇ. બુઢ્ઢો સ્વસ્થ બન્યો. મરઘાંઓએ બાંગ પોકારી પ્રાતઃકાળનું સૂચન કર્યું. એટલામાં કાલુના પગે અડકી કોઇ કુદયું. તે બિલાડી હતી. ઉંઘતો કાલુ જાગી ઉઠયો. ઉઠી તેણે બારણું ઉઘાડયું. સ્હવાર થઇ ગયું હતું. કાલુ ઉઘાડે પગે જ બહાર નીકળ્યો. બળદો ચુપચુપ ઉભા હતા તેણે બળદોને ઘાસ નાંખ્યું અને પછી પાછો અંદર આવ્યો. વૃદ્ધા પણ હવે જાગી અને ચુલો સળગાવવાની પેરવીમાં પડી હતી. 'છોકરાઓને ઉઠાડો' કાલુએ કહ્યું. 'હું ગામમાં જાઉં છું' અને એક કુહાડી લઇ તે બહાર ચાલી ગયો. જ્યારે તે પાછો આવ્યો ત્યારે સારી રીતે સૂર્ય પ્રકાશી રહ્યો હતો. આખું ગામ જાગ્રત થયું હતું. રબારણો દુધના હાંડા લઇ જઇ રહી હતી. નવજુવાન ખેડુતો ખેતરોમાં જવાની તૈયારી કરવા લાગ્યા. કલ્યાણ બળદને ગાડા સાથે જોડી રહ્યો હતો. અને બીજો છોકરો પૈંડામાં તેલ પુરતો હતો. કનૈયાની સ્ત્રી પણ હવે રડતી નહોતી.

ન્હાઇ ધોઇ સ્વચ્છ કપડાં પહેરી શાન્તિથી બેસી પતિને અન્તિમ વિદાય આપવા શહેર તરફ જવાની પ્રતીક્ષા કરી રહી હતી.

આ વખતે કાલુના મુખ પર અજબ પ્રકારની સખ્તાઇ દેખાતી હતી. બહારથી આવીને તે કાંઇ પણ ન બોલ્યો. પોતાના ઓરડામાં આવી પેટી ઉઘાડી એક સારામાં સારો ડગલો કાઢી પહેર્યો અને પછી તેના અંદરના ગજવામાં પાકીટ મુકી રઘુનાથ પાસે ચાલ્યો.

"જરા ઉતાવળ કરો." કાલુએ જતાં જતાં પોતાના છોકરાઓ કે જેઓ પૈડું ઉંધું કરી ફેરવી રહ્યા હતા તેમને ઉદ્દેશી કહ્યું—"હમણાં જ પાછો આવું છું! તમે તૈયાર થઇ જાઓ!"

રઘુનાથ હજુ હમણાં જ ઉઠયો હતો. તેને પણ શહેરમાં જઇ રંગરૂટોનો હવાલો રાજ્યના અમલદારોને કરવાનો હતો. કાલુને જોતાં જ તેણે પુછ્યું.—"કહો, કેમ આવવું થયું?"

"મુનીમજી, હું એ છોકરાને છોડાવવા ઇચ્છું છું. મારા પર એટલી મહેરબાની કરો. કાલે તમે મને કહ્યું હતું કે બીજો માણસ જવા તૈયાર છે! જો એમ હોય તો હું રૂપિયા ખર્ચવા માટે તૈયાર છું. કૃપા કરી મને રસ્તો બતાવો. હું તો આવી બાબતોથી સાવ અજાણ છું."

"તેં બરાબર વિચાર તો કર્યો છે ને? પછી પાછળથી પસ્તાવાનું ન રહે."

"હા, બરાબર હું એની જુદાઇ હવે વધુવાર સહી શકતો નથી. ગમે તેવો તે હોય પરન્તુ છેવટે મારા ભાઇનો જ છોકરો છે ને!....આ રૂપિયા જ પાપનું મૂળ છે. એને અત્યંત તુચ્છ સમજવા જોઇએ.....તો હવે બતાવો મારે શું કરવું?......" આમ બોલતાં બોલતાં કાલુએ ગજવામાં હાથ નાંખી રૂપિયાની નોટો કાઢવા માંડી.

મુનીમ કાલુનું કહેવું સાંભળી વિચારમાં ડૂબ્યો. અન્તે તેણે બે ચીઠ્ઠીઓ લખી કાલુને આપી અને કોને મળવું તેમજ શું કહેવું વિગેરે તેને સમજાવ્યું.

જ્યારે કાલુ ઘેર પહોંચ્યો ત્યારે કનૈયાની સ્ત્રી નંદુ, કલ્યાણની સાથે શહેર તરફ રવાના થવા નીકળી ચુકી હતી. કાલુએ પણ તરત જ બળદ ગાડી જોડી શહેર તરફ પ્રસ્થાન કર્યું. ગાડી એટલા જોરથી તે હાંકતો હતો કે વારંવાર તેનું પેટ ઉછાળા મારી કમર સાથે અફળાતું હતું. પરન્તુ કાલુએ તે તરફ જરાએ ધ્યાન ન આપ્યું. તેને તો માત્ર એટલોજ ખ્યાલ હતો કે ભૂતનું ધન તે જેમ બને તેમ ત્વરાથી પોતાની પાસેથી દુર કરે અને કનૈયાને સૈન્યમાંથી છોડાવી ઘેર લાવે.

કાલુનો સિતારો તેજમાં હતો. મુનીમે જે માણસ પર ચીઠ્ઠી લખી આપી હતી તેની પાસે એક માણસ રંગરૂટ તરીકે જવા તૈયાર હતો. માત્ર તેને મનમાની રકમ મળવી જોઇએ. એના ઉપર કંઇ કરજ હતું. સ્થિતિ એવી નહોતી કે તે દેવું ભરી શકે. લેણદાર પણ વારંવાર તગાદો કરી તેને હેરાન કરતો હતો. આથી સારા પૈસા લઇ તેણે રંગરૂટ તરીકે જવાનો નિર્ણય કર્યો. તેની વય ૨૩ વર્ષનીજ હતી અને તે સૈન્યમાં જવા તદ્દન લાયક હતો.

"તમે રંગરૂટ તરીકે જશો?" કાલુએ આ યુવાનને પૂછ્યું.

"હા."

"શું લેશો?"

"છસો રૂપિયા."

"છસો?......"

"હા. છસો. કેમ આટલા ચમકો છો."

"ભાઇ, મારી તો આટલા આપવાની શક્તિ નથી. હું બહુ બહુ તો ચારસો પચાસ આપી શકું. એથી વધારે તો નહિ જ." કાલુએ કંઇક નિરાશાથી કહ્યું.

"ત્યારે તમે તમારે રસ્તે અને હું મારે રસ્તે."

"ઠીક. ચાલો, ચારસો પંચોતેર આપીશ, લેશો?"

પેલાએ ડોકું હલાવી ના પાડી. તેને ખાત્રી હતી કે એને ગરજ છે એટલે જે કહીશ તે આપ્યા વગર રહેશે નહિ તો પછી છસોથી ઓછા શા માટે લેવા?

"ચારસો પંચોતેર નથી લેવા?" કાલુએ તેનો હાથ પકડી કહ્યું. "ઠીક, બોલો, પાંચસો રૂપિયામાં રાજી છો? જો એટલા પણ ન જોઇતા હોય તો તમે તમારે રસ્તે અને હું મારે રસ્તે!".

આમ બોલી કાલુએ ઝટકો મારી તેનો હાથ છોડી દીધો. અને પોતે પાછો ફરી જાણે જતો હોય તેવો ભાવ પ્રદર્શિત કર્યો. પાછું જોઇ તે બોલ્યો.

"હાં, જરા સમજો તો ખરા! ચાલો, ડાહ્યા થાવ અને આ રૂપિયા લઇ રસીદ તૈયાર કરો. લો આ ત્રીસ રૂપિયા બિયાના તરીકે!"

પરન્તુ પેલાએ તે લેવાની જરાએ તત્પરતા ન બતાવી એટલું જ નહિ પણ તેની સ્હામે જોયુંયે નહિ. હજુ પણ તે છસો રૂપિયાની માંગતીને જ વળગી રહ્યો હતો.

"ધ્યાન રાખ, તું આ સારૂં નથી કરતો." કાલુએ કહ્યું:—

"એક દિવસે આપણે સૌએ મરવાનું જ છે. ધ્યાન રાખજે...!" તેણે પ્રભાવશાળી અને સખ્ત સ્વરે કહ્યું.

પેલો ડરી ગયો- તેણે કાલુનો હાથ પકડયો અને કહ્યું:—"ઠીક વાત છે. બોલો તમે શું કહેવા માંગો છો?"

સોદો પતી ગયો. પેલો માણસ અને કાલુ રંગરૂટના દફતરખાના તરફ જવા લાગ્યા. રસ્તે આ નવજુવાન આનંદથી ચાલતો હતો. પોતે સૈનિક તરીકે જઇ રહ્યો હતો. છતાં પણ તેને દુઃખ થતું નહોતું રસ્તામાં પીઠું આવતાં તેણે દારૂ પીવાની ઇચ્છા પ્રદર્શિત કરી. કાલુએ તરત જ તેના હાથમાં રૂપિયો મુકયો અને તે પીને આવ્યો. બેઉ દફતરખાનામાં પહોંચ્યા. ઉપરી અમલદારોએ તેને સવાલો પૂછયા અને તેના તેણે હોશીયારીથી જવાબ પણ આપ્યા. બરાબર તપાસી લીધા પછી તેને રંગરૂટના કપડાં પહેરાવવામાં આવ્યા અને તેના વાળ કાપી નંખાવી બીજે દરવાજેથી તેને રંગરૂટોની ઓરડીમાં લઇ જવામાં આવ્યો. કાલુએ ત્યાં જઇ તેના રૂપિયા ચૂકતે કર્યા અને તેની પહોંચ પણ લખાવી લીધી. બધું પતિ ગયા પછી કાલુ સ્હામે આવેલી ઓરડીઓ તરફ ગયો. અહીં કનૈયો હતો. તે અને તેની પત્ની એક બાજુએ બેઠાં હતા. જયારે કાલુ ત્યાં પહોંચ્યો ત્યારે તેઓ ચૂપ થઇ ગયા અને વિષાદપૂર્ણ નેત્રથી તેની તરફ જોવા લાગ્યા. કાલુ પણ કંઇ બોલ્યો નહિ. તેણે પોતાના ડગલાના ગજવામાંથી એક કાગળ કાઢયો, અને તે હાથમાં લઇ તેણે બહારથી કલ્યાણને તેમજ કનૈયાની માને બોલાવી આણ્યા.

"કનૈયા, તું ઘણો અવિવેકી અને તુમાખી છે." તેણે આગળ આવી કહ્યું:—"કાલે તેં મારી સાથે કેવું વર્તન ચલાવ્યું હતું તે યાદ છે ને?......શું મને તારો જરાએ વિચાર નહોતો? હું તને લશ્કરમાં મોકલી તારી સ્ત્રીને વિધવા બનાવું અને તારી માને પુત્ર વગરનો બનાવું એવો હું ઘાતકી છું? મારા હાથમાં જો હોત તો શું હું તને જવા દઉં? ભગવાને આપણી સ્હામું જોયું છે. હું પણ દોડતો દોડતો આવી પહોંચ્યો છું લે આ કાગળ, જરા વાંચી જો." કાલુએ તે કાગળ કનૈયાને આપતાં કહ્યું.

બહારથી પણ કેટલાક લોકો કુતૂહલવશ અંદર આવ્યા. શું વાત ચાલતી હતી તે બધાં અનુમાનથી સમજી ગયા. પણ કોઇથી વચ્ચે બોલવાનું સાહસ થઇ શકયું નહિ.

"જુઓ, આ કાગળ. એને માટે મેં પાંચસો રૂપિયા ખર્ચ્યા છે. કનૈયા, હવે કદી પણ તું તારા કાકા ઉપર લાંછન લગાવતો નહિ."

કનૈયો ઉભો થયો પણ શું બોલવું તેનો કંઇ નિશ્ચય કરી શકયો નહિ. આવેગથી તેના હોઠ હાલી અટકી ગયા. તેની વૃધ્ધ માતા આગળ આવી અને રડતાં પોતાના પુત્રને છાતીએ વળગાવવા આગળ વધી પરન્તુ કાલુએ સત્તાભર્યાં સ્વરથી તેને પાછળ હટાવી દીધી અને કહેવું શરૂ કર્યું.

"તેં રાત્રિના મને એક વાત કહી હતી." વૃધ્ધે આગળ ચલાવ્યું "તારી એ વાતે મારૂં હૃદય કોરી નાખ્યું છે. તારા બાપે મરતાં મરતાં મને તારી સોંપણી કરી હતી અને કહ્યું હતું કે મારા લાલને તારા છોકરા જેવો જ ગણજે! હું પણ તને મારા પુત્રવત્ ગણતો જ આવ્યો છું. કદાચ મેં તારી સાથે દુર્વ્યહવાર કર્યો હોય તો......આ જમાનો જ એવો છે......કેમ ભાઇઓ મારી વાત ખોટી તો નથી ને?" આમ બોલી તે પાછળ ઉભેલાં લોકો તરફ વળ્યો.

"આ તારી વહુ અને આ તારી મા અને આ રહ્યો તારા છુટકારાનો પરવાનો. રૂપિયા પૈસા તો હાથનો મેલ છે. હું તો તેની જરાએ પણ દરકાર ન કરૂં હું તો એટલુંજ માંગુ છું કે મારા પર જે કંઇ શંકા હોય તે દૂર થાય!"

એણે ડગલાનો છેડો ઉઠાવ્યો અને કનૈયા અને તેની સ્ત્રી આગળ ઘુંટણ ટેકવી બેસી ગયો. તેમણે એને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો પણ જ્યાં સુધી એનું માથું જમીને ન અડકયું ત્યાં સુધી તે ન ઉઠયો. પછી

આવી ગયા હતા કે ગાડું ક્યાં જઇ રહ્યું હતું તેની તેમને મુદ્દલે ખબર ન પડી. સામી બાજુએથી એક ગાડી આવી રહી હતી. પેલાએ અકસ્માત ન થાય તે માટે જોરથી બુમ મારી પણ આ લોકો સાંભળે શેના? પણ સારે નસીબે ગાડીઓ અથડાતી અથડાતી બચી ગઇ, અને ગાડીવાળો લાલ આંખો ઘૂમાવતો ઘૂમાવતો આગળ નીકળી ગયો.

આમ છતાં પણ આ ત્રણેના ગાવા નાચવામાં ફેર ન પડયો.

---

રાજનગર જીલ્લાંનું પાટનગર હતું. શહેર સમૃદ્ધ અને સુંદર હતું મજબુત મકાનો, રમણીય રસ્તાઓ ભવ્ય અને આલીશાન મહેલાતો શહેરની સુંદરતામાં ઓર વધારો કરતા હતા. વ્યાપારથી શહેરની સમૃદ્ધિ દિન પ્રતીદીન વધતી જતી હતી.

આવા પ્રસિધ્ધ શહેરમાં માધવ કરીને એક જવાન વ્યાપારી રહેતો હતો. રાજનગરમાં એની બે દુકાનો હતી. આ ઉપરાંત રહેવાનું એક ન્હાનું પણ સુન્દર મકાન હતું. એ યુવાન સુંદર અને મોહક હતો. એના વાળ કોમળ, ચકચકિત અને ભરાવદાર હતા. હસમુખો અને લહેરી જીવડો હતો. સંગીતનો શોખ તેને ન્હાનપણુથીજ હતો.

યુવાવસ્થામાં આ યુવાનને દારૂની બુરી લત લાગી હતી. કેટલાંક દારૂડિયા દોસ્તો ભેગા થઇ જતા ત્યારે માધવ એટલો તો દારૂ પીતો કે ભાન પણ ભૂલી જતો, અને જયારે તે ઘેર આવતો ત્યારે ધીંગામસ્તી કરી તોફાન મચાવતો. પરન્તુ લગ્ન થયાં પછી, તેમજ પિતા ગુજરી જતાં દુકાનનો ભાર માથે આવી પડવાથી દારૂનું વ્યસન છુટી ગયું. તો પણ તે સમૂળગું તો નજ ગયું.

એ એને ઓળખતો હતો. રાત્રિના બેઉ એકજ ધર્મશાળામાં રાતવાસો રહ્યા. સન્ધ્યા સમયે ભોજન કર્યા પછી સૌ પાસેની ઓરડીઓમાં નિદ્રાધીન થયા. માધવને વહેલા ઉઠવાની ટેવ હતી. એટલે ધુંધળામાંજ એ ઉઠયો. હજુ જગત પર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. સુન્દર મંદમંદ સમીરની લહેરોથી વાતાવરણ આનંદદાયક બન્યું હતું. માધવે આવા શાન્તિના સમયે જવાનું પસંદ કરી પોતાનું ગાડું તૈયાર કર્યું, અને રખેવાળને પૈસા આપી રસ્તો કાપવા માંડયો.

બાર ગાઉ મુસાફરી કર્યા પછી બળદને આરામ આપવા માટે એ એક સરાઇમાં ઉતર્યો. હાથ મ્હોં ધોયા પછી ભજનો લલકારતો તે ઓટલા પર બેઠો હતો. એટલામાં એક ગાડી આવી અને સરાઇ પાસેજ ઉભી રહી. એમાંથી એક અમલદારે નીચે ઉતરી માધવ સમીપ આવી પુછયું:—" તું કોણ છે અને કયાંથી આવે છે?"

માધવ પોતાની ટુંક ઓળખ આપી બોલ્યો:-

" આવો, જરા આરામ લો. પછી વાતો કરીએ."

પરન્તુ અમલદારે કડકાઇથી પુછયું:-"તું રાત્રિના કયાં ઉતર્યો હતો! તારી સાથે બીજું કોઇ હતું કે તું એકલો જ હતો? શા માટે તું મળસ્કે ચાલી નીકળ્યો?"

પ્રશ્નોની પરંપરા જોઇ માધવ ગભરાઇ ગયો. એને મનમાં થયું કે, શા માટે અમલદાર આમ પુછી રહ્યો હશે? એ શાન્તિથી બોલ્યો:-

" આપ આટલા બધા વ્યાકુળ કેમ બન્યા છો? શું હું કંઇ ચોર કે લુંટારો છું કે આપ આમ પ્રશ્નો કરી રહ્યા છો? મારૂં નામ માધવ હું નાસિક જાઉં છું. બોલો, આપને મારૂં શું કામ છે?"

" હું આ ગામનો પોલીસ અમલદાર છું જે વ્યાપારી સાથે તું કાલે ધર્મશાળામાં રાતવાસો રહ્યો હતો તેનું ખૂન કરવામાં આવ્યું છે.

સિંહસ્થ વર્ષ ચાલતું. હજારો ભાવિક યાત્રાળુઓ નાસિક જઇ ગોદાવરીના નીરમાં નાહી પાવન થતાં હતા. માધવ પણ નાસિક જઇ ત્યાં આગળ એક દુકાન કાઢવા લલચાયો. હજારો લોકો દૂર દૂરથી આવતા હતા. ભીડ પણ ઘણી સખ્ત જામતી હતી એટલે માધવે વિચાર્યું કે કમાણી પણ પુષ્કળ થશે. આ માટેની બધી વ્યવસ્થા કરી તે પોતની સ્ત્રી પાસે રજા માંગવા ગયો.

" હું આજે નાસિક જાઉં છું, ત્યાં આગળ એક દુકાન કાઢ-વાની ઇચ્છા થઇ છે. " માધવે કહ્યું.

" પ્રાણનાથ, આજે રોકાઇ જાવ. મેં તમારે વિશે એક ઘણું ખરાબ સ્વપ્ન જોયું છે." સ્ત્રીએ ઉત્તર આપ્યો.

" પ્રિયા ! તને કદાચ ભય હશે કે હું ત્યાં જઇ તને ભૂલી જઇશ યાતો શરાબમાં ચકચુર બનીશ." માધવ હસતાં હસતાં બોલ્યો.

" હું શા માટે ડરૂં છું તેની મને ખબર પડતી નથી. માત્ર એટલું જ જાણું છું કે મેં તમારે વિશે એક ખરાબ સ્વપ્ન જોયું. તેમાં જ્યારે તમે ઘેર આવ્યા ત્યારે તમારા માથાના વાળ એકદમ સફેદ પુણી જેવાં થઇ ગયા હતા." સ્ત્રીએ કારણ જણાવ્યું.

" એ તો શુકન છે. જો જે તો ખરી કે હું બધો માલ વેચી મેળામાંથી તારા માટે સુન્દર મૂલ્યવાન ચીજો પણ લાવીશ. માટે વહેમ કાઢી નાંખ."

તેની સ્ત્રી પતિનો આગ્રહ જોઇ કાંઇ વધુ બોલી શકી નહી. તેણે કમને રજા આપી.

માધવે ગાડું જોડી નાસિક તરફનો રસ્તો લીધો. એ સમયે રેલ્વે નહોતી. મુસાફરો ગાડામાં, ઘોડાપર કે પછી પગે ચાલીને પ્રવાસ કરતાં. અર્ધે ગયા પછી માધવને એક વ્યાપારી મલ્યો.

એ એને ઓળખતો હતો. રાત્રિના બેઉ એકજ ધર્મશાળામાં રાતવાસો રહ્યા. સન્ધ્યા સમયે ભોજન કર્યા પછી સૌ પાસેની ઓરડીઓમાં નિદ્રાધીન થયા. માધવને વહેલા ઉઠવાની ટેવ હતી. એટલે ધુંધળામાંજ એ ઉઠયો. હજુ જગત પર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. સુન્દર મંદમંદ સમીરની લહેરોથી વાતાવરણ આનંદદાયક બન્યું હતું. માધવે આવા શાન્તિના સમયે જવાનું પસંદ કરી પોતાનું ગાડું તૈયાર કર્યું, અને રખેવાળને પૈસા આપી રસ્તો કાપવા માંડયો.

બાર ગાઉ મુસાફરી કર્યા પછી બળદને આરામ આપવા માટે એ એક સરાઇમાં ઉતર્યો. હાથ મ્હોં ધોયા પછી ભજનો લલકારતો તે ઓટલા પર બેઠો હતો. એટલામાં એક ગાડી આવી અને સરાઇ પાસેજ ઉભી રહી. એમાંથી એક અમલદારે નીચે ઉતરી માધવ સમીપ આવી પુછયું:—" તું કોણ છે અને કયાંથી આવે છે?"

માધવ પોતાની ટુંક ઓળખ આપી બોલ્યો:-

" આવો, જરા આરામ લો. પછી વાતો કરીએ."

પરન્તુ અમલદારે કડકાઇથી પુછયું:-"તું રાત્રિના કયાં ઉતર્યો હતો! તારી સાથે બીજું કોઇ હતું કે તું એકલો જ હતો? શા માટે તું મળસ્કે ચાલી નીકળ્યો?"

પ્રશ્નોની પરંપરા જોઇ માધવ ગભરાઇ ગયો. એને મનમાં થયું કે, શા માટે અમલદાર આમ પુછી રહ્યો હશે? એ શાન્તિથી બોલ્યો:-

" આપ આટલા બધા વ્યાકુળ કેમ બન્યા છો? શું હું કંઇ ચોર કે લુંટારો છું કે આપ આમ પ્રશ્નો કરી રહ્યા છો? મારૂં નામ માધવ હું નાસિક જાઉં છું. બોલો, આપને મારૂં શું કામ છે?"

" હું આ ગામનો પોલીસ અમલદાર છું જે વ્યાપારી સાથે તું કાલે ધર્મશાળામાં રાતવાસો રહ્યો હતો તેનું ખૂન કરવામાં આવ્યું છે.

મને તારા પર શક આવે છે. હું તારી જડતી લેવા માંગું છું." અમલદારે દમામથી જ વાત કરી.

અમલદારે અને પેલા સિપાઇઓએ માધવના સામાનની જડતી લેવા માંડી. તપાસ દરમ્યાન એના પોટલામાંથી એક મોટી છરી નીકળી. એ લોહીથી તરબોળ હતી. માધવ છરી જોઇને આભો જ બન્યો.

"આ છરી કોની છે! એના પર લોહી કયાંથી આવ્યું? બદમાસ!" અમલદારે કરડાઇથી પુછ્યું.

માધવ અવાચક બની ગયો. ભોંય તેને સરતી જણાઇ. આંખે અંધારા આવવા લાગ્યા. મહા મુશ્કેલીએ અચકાતાં અચકાતાં બોલ્યોઃ- " એ...મા...રી...છ...રી...ન...થી...હું...કં...ઇ...જા...ણ... તો...જ....નથી."

"આજે સવારે મેં જોયું તો વ્યાપારીનું ખૂન થએલું જણાયું. એ લોહીના ખાબોચીયામાં પડેલો હતો. રૂધીરથી ખરડાએલી આ છરી તારી પાસેથી જડી આવી છે. વળી તું એની પાસે જ સૂતો હતો. એથી સાબીત થાય છે કે તેં જ એનું ખૂન કર્યું છે. બોલ, તેં શા માટે એને માર્યો અને કેટલા રૂપિયા લુંટી લીધા?"

માધવે સોગંદ ખાઇ જણાવ્યુંઃ— "મેં વ્યાપારીને માર્યો નથી. રાત્રિના જમ્યા પછી મેં એને જોયો પણ નહોતો. મારી પાસે મારા પોતાના આઠ હજાર રૂપિયા છે. વળી આ છરી મારી છે જ નહિં." પરન્તુ આ બોલતાં બોલતાં તે અચકાતો હતો. એનું મુખ પીળું પડી ગયું અને એ એક ગુન્હેગારની જેમ ભયથી કંપી રહ્યો હતો.

માધવનો આ બચાવ અમલદારને તરકટી લાગ્યો. એણે માધવની આજીજીઓને જરા પણ ન ગણકારતાં મુશ્કેટાટ બાંધી ગાડીમાં લઇ જવાની સિપાઇઓને આજ્ઞા આપી જ્યારે સિપાઇઓ એને બાંધવા લાગ્યા ત્યારે એ ધ્રુસકે ધ્રુસકે રડી રહ્યો હતો.

ટૂંક સમયમાં અમલદાર માધવને લઇ થાણામાં આવી પહોંચ્યો. અહીં આવ્યા પછી અમલદારે તેને ચાબુકથી સખ્ત ફટકાવી તેના રૂપિયા છીનવી લીધા અને એને અંધારી કોટડીમાં નાંખ્યો.

થોડા દિવસ પસાર થયા પછી તેનો મુકર્દમો ચાલ્યો. જુબાનીઓ લેવાઇ અને એમાં બધાએ કહ્યું કે પહેલાં એ દારૂ પી ગાળા ગાળી કરતો હતો. પણ હમણાં તો એનું આચરણ સારૂં છે. અદાલતે જુબાનીઓ પરથી એને વિલાસપુરના વ્યાપારીનો વધ કરવા માટે અને એના વીસ હજાર રૂપિયા ચોરી લેવા માટે ગુન્હેગાર ઠરાવ્યો.

પોતાનો પતિ આવું કાર્ય કરે એમ માધવની પત્નીના માન્યામાં આવતું જ નહોતું. પણ સત્તા આગળ કરે શું ? એને ન્હાના બાળકો હતા. તેમાંનું એક તો હજુ ધાવણું હતું. બધા બાલકોને લઇને એ પોતાના પતિને મળવા ગઇ. પહેલાં અમલદારોએ માધવને મળવાની રજા ન આપી. પરન્તુ પાછળથી ઘણી આજીજીને લઇને તેને રજા મળી. જ્યારે તેણે પોતાના સ્વામીને બેડીઓ પહેરી ચોર–લુંટારાઓની વચમાં બેઠેલો જોયો. ત્યારે તે બેશુદ્ધ થઇ જમીન પર પડી ગઇ. ભાનમાં આવ્યા પછી તે પતિની નજીક બેઠી અને શું બન્યું તે પૂછવા લાગી. માધવે જે બન્યું હતું તે બધું ટુંકમાં કહી સંભળાવ્યું.

“ તો હવે શું થઇ શકે ? ” સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

“ દયા માટે તું મહારાજાને પ્રાર્થના કર.”

“ મેં મહારાજાને વિનંતિ કરી હતી, પરન્તુ તેનો તેમણે અસ્વીકાર કર્યો છે.” સ્ત્રીએ નિરાશ વદને જણાવ્યું.

માધવની આશાનું છેલ્લું કિરણ પણ લુપ્ત થયું. નિરાશાથી તેણે પોતાનું મસ્તક નીચે નમાવ્યું.

“ જોયું મારૂં સ્વપ્નું સાચું પડયું ને ? મેં તમને ના કહી હતી છતાં પણ તમે ગયા ! સાચું બોલો તમે વ્યાપારીનું ખૂન નથી કર્યું ને ?”

"શું તને મારા પર સન્દેહ છે?"

માધવ મુખ ઢાંકી રડવા લાગ્યો. એટલામાં સિપાઇઓએ આવી તેની સ્ત્રીને જવાની આજ્ઞા કરી. પણ તે ખસીજ નહિ અન્તે બળજબરીથી તેને દૂર કરવામાં આવી. માધવ સદાને માટે પોતાના પરિવારથી જુદો પડયો.

પત્નીના ગયા પછી માધવે આખો દિવસ વિચારમાં પસાર કર્યો. એ વિચાર ઝોલે ચઢયો.–"શું મારી સ્ત્રી પણ મને ખૂની ધારે છે? હું ખૂની છું કે નહિ તેની તો માત્ર જગતકર્તાને જ ખબર છે. એના જ આશરાએ જીવવું હવે ઉત્તમ છે."

એ પછી માધવે છુટકારા માટે એકે પ્રયત્ન ન કર્યો. ચારે તરફથી હતાશ બની તેણે પોતાની જીવન–નૌકા પ્રભુને આધારે છોડી દીધી. માધવને પહેલાં તો મીઠાંથી પાએલાં ચાબુકનાં ફટકાઓ મારવામાં આવ્યા પછી એને શૃંખલાઓ પહેરાવી શ્યામદુર્ગના બંદીખાને મોકલવામાં આવ્યો.

શ્યામદુર્ગનું કેદખાનું ભયંકરમાં ભયંકર હતું, અહીં કેદીઓ પર ઘાતકી પણે જુલ્મ ગુજારાતો. માણસ જીવે છે કે મરે છે. તેની ખબર બહારની દુનિયાને જરા પણ પડતી નહોતી. એક વખત અહીં જે આવતો તે જીવતો પાછો નીકળી જ શકતો નહિ અને કદાચ નીકળતો તો હાડપિંજર સમો અને સત્વ વગરનો જ. આવા ભયંકર કેદખાનામાં માધવે ૨૬ વર્ષ પસાર કર્યા. એ દરમ્યાન એના માથાના વાળ રૂની પુણી જેવા શ્વેત થઇ ગયા. તે કમરમાંથી બેવડ વળી ગયો. શરીર શ્યામ પડયું અને શક્તિ નાશ પામી. આખો વખત એ ગમગીન રહેતો, જરાએ હસતો કે બોલતો નહિ, આમ છતાં પણ પ્રભુ પ્રાર્થના કરી એ રોજ ભજનો ગાતો હતો.

જેલમાં મજુરી કરવાથી એની પાસે થોડા પૈસા ભેગા થયા હતા. એ પૈસામાંથી તેણે એક ગીતા તેમજ ભજનોની ચોપડીઓ ખરીદી. આખા દિવસના સખ્ત પરિશ્રમ પછી સાંજના જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ રહેતો ત્યાં સુધી તે પુસ્તકો વાંચ્યા કરતો. દર પંદર દિવસે કેદીઓને કામમાંથી મુક્તિ મળતી. એટલે તે દિવસે એ જેલમાં જ આવેલા એક મંદિરમાં જઈ પૂજા-પાઠ પણ કરતો. જેલના અમલદારો તેમ જ દરોગાઓ એને ડાહ્યો અને શાન્ત સમજી તેની સાથે માનથી વર્તતા. કેદીઓ એને 'દાદા' તેમજ ભગતજી કહી બોલાવતા. કાંઈ પણ તકરાર કે ટંટો થતો ત્યારે તેઓ એની પાસે ન્યાય માંગતા. માધવ પણ તેમને યોગ્ય ન્યાય આપી તેમનાં મનનું સમાધાન કરતો. આ દરમ્યાન એને પોતાનાં ઘરનાં કાંઈપણ સમાચાર મળતાં નહોતા. એની સ્ત્રી-સંતાનો જીવે છે કે નહિ તેની એને લેશમાત્ર પણ ખબર નહોતી. રાજનગરના સમાચાર જાણવા તે સદા આતુર રહેતો પણ કેમે કર્યા કાંઈપણ ખબર તે મેળવી શકયો નહિ.

એક દિવસે કેટલાક નવા કેદીઓની એક ટુકડી શ્યામદુર્ગમાં આવી. સન્ધ્યા સમયે જુના કેદીઓ એમની પાસે આવ્યા અને પુછવા લાગ્યા-"ભાઈ તમે કયાંથી આવો છો અને શા શા અપરાધો કર્યા છે?" માધવ એ બધાની કર્મ કહાણીઓ બેઠાં બેઠાં સાંભળી રહ્યો હતો. નવા કેદીઓમાં એક લાંબો તંદુરસ્ત અને સશક્ત સાઠ વર્ષનો ડોસો પણ હતો. તેણે પોતાની કથા સંભળાવવા માંડી:—

"મારા મિત્રનો એક ઘોડો ઝાડે બાંધેલો હતો. મારે ઘેર જવાની ઉતાવળ હતી. તેથી એ ઘોડો છોડી હું તેને કહ્યા વગર જ મારા ઘર તરફ ચાલી નીકળ્યો. રસ્તામાં મને ચોરીના આરોપ માટે પકડવામાં આવ્યો. મેં તેમને કહ્યું-'જલ્દીથી મારે ઘેર જવું હતું અને તેથી મેં ઘોડો લીધો. એમાં મેં ખોટું પણ શું કર્યું'.' વળી ઘોડાનો માલીક મારો

મિત્ર થતો હતો. એટલે તેની રજાની પણ મને જરૂર ન લાગી. પરન્તુ સિપાઇઓએ મારૂં કહેવું ખરૂં ન માન્યું તેમણે કહ્યું-'તેં આ ઘોડો ચોર્યો છે. માટે તને શિક્ષા થવી જરૂરની છે,' પરન્તુ કોઇ સાબીત ન કરી શક્યું કે મેં કોનો ઘોડો ચોર્યો હતો, આમ છતાં પણ ચોરીના ગુન્હા માટે મને અપરાધી ઠરાવી તેઓએ અહીં મોકલી આપ્યો."

"તમે ક્યાંથી આવો છો? તમારૂં નામ શું?" એક કેદીએ જીજ્ઞાસાથી પુછ્યું.

"રાજનગરથી. મારૂં નામ જીવાભાઇ."

પોતાના શહેરનું નામ સાંભળી માધવ ચમક્યો. એના ઉંડા તેજહીન નેત્રોમાંથી જ્યોતિ ઝબુકી. એના હ્રદયમાં આશાનો સંચાર થયો. તેણે આતુરતાથી પુછ્યું:—"જીવાભાઇ, તમે માધવના ઘર-વાળાઓને ઓળખો છો ખરા કે? શું તેઓ જીવે છે?"

"ઓળખો છો? હા, જરૂર. એમની પાસે સારા પૈસા છે.... પણ...હા. તેમનો પિતા તો અહીં કેદ છે. મારા જેવોજ તેમનો ગુન્હો હતો. ભગતજી તમે અહીં કેવી રીતે આવી પહોંચ્યા?"

માધવે પોતાની વિપદ-કથા ન કહી. નિઃશ્વાસથી માત્ર એ એટલુંજ બોલ્યો:-"હું મારા પૂર્વ જન્મનાં પાપોને લીધે અહીં ૨૬ વર્ષથી યાતનાઓ વેઠી રહ્યો છું."

"કયા પાપ બદલ? હું પણ સાંભળું તો ખરો?" જીવાએ જણાવ્યું.

"ભાઇ, જવા દો. પાપનું ફળ જરૂર મનુષ્યે ભોગવવુંજ જોઇએ. એ ભોગવેજ એનો છુટકો છે." આમ કહી તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. પોતાની આત્મકથા એ ઉકેલવા માંગતો નહોતો. એ કહેતાં એનું હ્રદય ચીરાઇ જતું હતું. વિતેલી વાત સાંભરી આવતાં તેને કમકમાં આવતા હતા અને તેથીજ તેણે ચુપકીદી સેવી.

પણ બીજા કેદીઓએ જણાવ્યું:—"એઓ એક વ્યાપારીના ખૂન બદલ અહીં આવ્યા છે."

જીવાએ જ્યારે આ સાંભળ્યું ત્યારે તે માધવ તરફ એકીટશે જોવા લાગ્યો. એણે ઘુંટણ પર હાથ ઠોકી કહ્યું:—"વાહ ! વાહ ! ઘણી આશ્ચર્યની વાત છે ! પણ ભગતજી તમે તો તદ્દન બુઢ્ઢા થઇ ગયા છો ?"

જીવાને આશ્ચર્ય પામેલો જોઇ બીજા કેદીઓએ તેને પૂછયું:– "કેમ જીવાભાઇ, તમે આટલા બધા આશ્ચર્ય શાથી પામો છો ? તું તમે એમને પહેલાં કોઇ જગ્યાએ જોયા હતા ?"

પણ જીવો ચૂપ જ રહ્યો.

માધવના હૃદયમાં શંકા ઉત્પન્ન થઇ કે કદાચ જીવો તે વ્યાપારીના ખરા ખૂનીને જાણતો હશે ? એ બોલ્યો "જીવાભાઇ, શું તમે વ્યાપારીના ખૂનવાળી વાતથી માહિતગાર છો ? અને મને પણ તમે પહેલાં જોયો હતો ?"

"આ વાત તો સારાએ જીલ્લામાં પ્રસિદ્ધ છે. મેં પણ એ વાત સાંભળી હતી. હાં......પરન્તુ ઘણા વરસ થઇ ગયા હોવાથી હું તમને ઓળખું છું કે નહિ તે બરાબર યાદ કરી શકતો નથી." જીવાએ જવાબ આપ્યો.

"વ્યાપારીનું ખૂન કોણે કર્યું હતું તેની તમને ખબર છે ?" માધવે પૂછ્યું.

જીવાએ હસીને કહ્યું–"બીજું કોણ કરે ? જેના પોટલામાંથી છરો નીકળ્યો તે જ ખૂની હોય ! કદાચ કોઇ બીજાએ ખૂન કર્યું હોય પરંતુ જ્યાં સુધી એ પકડાય નહિ ત્યાં સુધી એને ખૂની કોણ કહી શકે ? પોટલું તમે તમારા માથા નીચે મુકયું હતું એટલે જો કોઇ બીજા એમાં છરી મુકવા આવે તો તમે જરૂર જાગી ગયા હોત !"

જીવાની આ બધી વાતો સાંભળી માધવને ચોક્કસ ખાતરી થઇ કે વ્યાપારીનું ખૂન તેણે જ કર્યું છે. પછી ત્યાંથી ઉઠી એ ચાલ્યો ગયો. પરંતુ આખી રાત્રિ જાગતો જ બેઠો. દુઃખ અને શોકથી એનું ચિત્ત વ્યાકુળ બન્યું. એ અનેક પ્રકારની વિચારમાળા ગુંથવા લાગ્યો. પ્રથમ એને પોતાની સ્ત્રીની મૂર્તિ નજરે પડી. જે એને નાસિક જવાની મના કરી રહી હતી. પછી બાલકો નજરે પડયા. પાછું યુવાવસ્થાનું દ્રષ્ય નજર સન્મુખ ખડું થયું. તે વખતે તે કેવો સુખી અને આનંદી હતો? કેટલું પ્રસન્ન ચિત્ત રહેતું? કેવા આનંદથી ઓટલા પર બેસી તે ભજનો લલકારી રહ્યો હતો? ત્યાર પછી ધર્મશાળાનું દ્રષ્ય નજરે પડયું એ પછી જ્યાં આગળ તેને ચાબુકનો માર પડયો હતો એ દ્રષ્ય તરી આવ્યું તેની પછી બન્દીખાનું, વૃદ્ધાવસ્થા અને ૨૬ વર્ષની જીવલેણ યાતના તરવરી, આ બધું યાદ આવતાં તે એટલો તો દુઃખી બન્યો કે તેને આપઘાત કરી મરી જવાનું મન થયું.

"હાય? આ દુષ્ટ જીવાએ શું કર્યું? હું મારૂં સર્વનાશ કરીને પણ આનું વેર લઇશ!"

આખી રાત્રિ એણે ભજનો ગાયાં પરન્તુ તેનો આત્મા શાન્ત ન થયો. બીજે દિવસે તેણે જીવા સ્હામે નજર નાંખી જોયું પણ નહિ. પંદર દિવસ સુધી માધવ રાત્રિ દિન ક્રોધાગ્નિમાં ભડભડ બળતો જ રહ્યો.

એક રાત્રિએ એ જેલખાનામાં લટાર લગાવી રહ્યો હતો. એટલામાં એકાએક કેદીઓની સુવાની જગ્યા પાસેની ભીંત નજીક એક મોટો ખાડો ખોદાયલો જણાયો. એકાએક જીવો એ ખાડામાંથી નીકળી ઉપર આવ્યો, અને માધવને જોઇ ભયથી કંપવા લાગ્યો. માધવ જોયું ન જોયું કરી આગળ જવાને ઇચ્છતો હતો પરન્તુ એ આગળ વધે તે પહેલાં તો છલાંગ મારી જીવાએ તેનો હાથ પકડયો અને બોલ્યો:—"જુઓ, જોડામાં માટી

મારી ઝંખના કરતી મરી ગઇ.———મારી હયાતી છતાં મારા બાલ-બચ્ચાં ન બાપા કહેવાયાં. આ મારા શરીર તરફ દૃષ્ટિ નાંખ. આખા જીવનનું સત્વ ચુસાઇ ગયું ત્યારે તું મને મુક્તિ આપવા માંગે છે? હવે હું જાઉં પણ કયાં? મારી સ્ત્રી મરી ગઇ, સંતાનો મને ભૂલી ગયાં. હવે તો મારૂં કોઇ જ રહ્યું નથી."

જીવાએ માથું પછાડી રડવા માંડયું. એ બોલ્યો—"ચાબુકના ફટકાઓથી મને જેટલું કષ્ટ નહોતું થયું તેટલું આજે તમને જોઇને મને થાય છે. તમે મારા પર દયા લાવી ભોંયરાનો ભેદ ફોડયો નહિ. મારા પર અપકાર કરવાને બદલે તમે ઉપકાર કર્યો છે. મને માફ કરો. હું ઘણો જ દુઃખી થઇ રહ્યો છું, માફ કરો! માફ કરો.!—"

એમ કહીને જીવો ધ્રુસકે ધ્રસકે છાતીફાટ રડવા લાગ્યો. માધવના નેત્રોમાં પણ નીર આવ્યાં. એ બોલ્યો:—"પ્રભુ તારા પર દયા કરે. હું તને તારા કાર્ય બદલ ક્ષમા આપું છું. પ્રભુ પણ તને માફી બક્ષે."

બીજે દિવસે જીવાએ જેલના અધિકારી સમક્ષ પોતાના પાપોનો અપરાધ સ્વીકારી લીધો. પરન્તુ જ્યારે માધવના છૂટકારા માટે રાજ્યમાંથી હુકમ આવ્યો ત્યારે તેનો દેહાન્ત થઇ ચુકયો હતો.

---

" ભગતજી ! મૌન શા માટે રહ્યા છો ? કેમ કાંઇ કહેતા નથી ?" જેલના વડાએ કહ્યું. " હું કંઇ કહી શકું એમ નથી. તમારી મરજીમાં આવે તે કરો."

અમલદારે વારંવાર એક જ પ્રશ્ન પુછયો પણ માધવે કાંઇપણ કહેવાની સાફ ના પાડી.

એ રાત્રિના માધવ જ્યારે પોતાની જગ્યાએ આરામ લેતો સૂતો હતો ત્યારે જીવો ચુપકીથી ત્યાં આવ્યો અને તેની પાસે બેસી ગયો. માધવે એને જોયો અને બોલ્યોઃ–

" જીવા હવે ત્હારે શું બાકી રહ્યું છે ? "

પણ જીવો નિરુતર જ રહ્યો.

માધવે ફરી પુછયુંઃ—" તારે શું જોઇએ છે. અહીંથી ચાલ્યો જા, નહિ તો હું દરોગાને બોલાવીશ."

જવાબમાં જીવો એના પગ આગળ પડયો, એ બોલ્યોઃ— " ભગતજી ! મને માફ કરો. માફ કરો."

" કેમ ? "

" મેં જ એ વ્યાપારીનું ખૂન કરી છરી તમારા પોટલામાં છુપાવી હતી. હું તમને પણ મારવા ઇચ્છતો હતો પરન્તુ એટલામાં અવાજ થયો અને હું છરી તમારા પોટલામાં નાંખી ન્હાસી ગયો."

જીવાએ થોડીવાર શ્વાસ લીધો. પછી તેણે આગળ ચલાવ્યુંઃ— " ભાઇ માધવ પરમેશ્વરની ખાતર મને ક્ષમા આપો હું કાલે મારો ગુન્હો સ્વીકારી લઇશ. તમે છુટીને તમારે ઘેર ચાલ્યા જજો."

માધુએ જવાબ આપ્યોઃ—" વાતો કરવી સહેલી છે. ૨૬ વર્ષની આ ભયંકર યાતનાઓ જો. મારા કુટુંબની હાલહવાલી જો. મારી સ્ત્રી

પુરી એક અંધેરી ને ગંડુ રાજા;
ટકે શેર ભાજી, ટકે શેર ખાજા.



—દલપતરામ.

ઘણાં વર્ષની વાત છે. એ સમયે ભારતવર્ષમાં મૂર્ખપુરી કરીને એક નગરી હતી. આ નગરીમાં મૂર્ખેશ્વર નામનો એક રાજા રાજ્ય કરતો હતો. રાજાના નામ પ્રમાણે જ નગરી અને નગરીના નામ પ્રમાણે જ રાજા હતો. શહેરની વસ્તી સાત હજારની હતી. રાજ્યનું લશ્કર સાઠ સૈનિકોનું બનેલું હતું. આમ છતાં પણ આ સેના એક મહાસેના હતી. બે સેનાપતિઓ હતા. એક સેનાપતિ અને બીજા ઉપસેનાપતિ. સૈન્યનો આધિકાર સેનાપતિઓને સુપ્રત હતો. રાજાની આજ્ઞા થતાં જ આ સેનાપતિઓ લશ્કર લઇ આખા નગરમાં ઘૂમી વળતા. નગરીના દરેક ઉપયોગી પદાર્થ પર સરકારી લાગો લેવામાં આવતો હતો કે જેથી કરીને રાજ્યને આવક થાય. શહેરમાં દાખલ થવાનો પણ કર જવાનો યે કર કોઇને ત્યાં જન્મે કે મરે તો પણ લાગો લેવામાં આવતો હતો. આમ છતાં પણ વસ્તી ટુંકી હોવાને લીધે નગરીની આવકથી રાજાનું

પુરી એક અંધેરી ને ગંડુ રાજા;
ટકે શેર ભાજી, ટકે શેર ખાજા.

30954 —દલપતરામ.

ઘણાં વર્ષની વાત છે. એ સમયે ભારતવર્ષમાં મૂર્ખપુરી કરીને એક નગરી હતી. આ નગરીમાં મૂર્ખેશ્વર નામનો એક રાજા રાજ્ય કરતો હતો. રાજાના નામ પ્રમાણે જ નગરી અને નગરીના નામ પ્રમાણે જ રાજા હતો. શહેરની વસ્તી સાત હજારની હતી. રાજ્યનું લશ્કર સાઠ સૈનિકોનું બનેલું હતું. આમ છતાં પણ આ સેના એક મહાસેના હતી. બે સેનાપતિઓ હતા. એક સેનાપતિ અને બીજા ઉપસેનાપતિ. સૈન્યનો અધિકાર સેનાપતિઓને સુપ્રત હતો. રાજાની આજ્ઞા થતાં જ આ સેનાપતિઓ લશ્કર લઇ આખા નગરમાં ઘૂમી વળતા. નગરીના દરેક ઉપયોગી પદાર્થ પર સરકારી લાગો લેવામાં આવતો હતો કે જેથી કરીને રાજ્યને આવક થાય. શહેરમાં દાખલ થવાનો પણ કર જવાનો યે કર કોઇને ત્યાં જન્મે કે મરે તો પણ લાગો લેવામાં આવતો હતો. આમ છતાં પણ વસ્તી ટુંકી હોવાને લીધે નગરીની આવકથી રાજાનું

પૂરું પેટ પણ ભરાતું નહોતું. ત્યાં પ્રછી પ્રધાન, સેનાપતિ વગેરેનું પૂછવું જ શું ?

રાજ્યની આવક વધે અને પોતાનો ખર્ચ પૂરો થાય તે માટે મૂર્ખેશ્વરે રાજ્યમાં એક જાહેર જુગારખાનું બંધાવ્યું. આ જુગાર ખાનામાં દરેક રમનારા પાસેથી સરકારી કર લેવામાં આવતો હતો. રમનારો હારે કે જીતે; જીવે કે મરે, તેની રાજ્યને કશીએ પરવા નહોતી. તેને તો માત્ર પોતાના કરની જ પડી હતી. કર ગમે તે રીતે વસુલ થવો જ જોઇએ એવી મૂર્ખેશ્વરે પોતાના અધિકારીઓને સખ્ત આજ્ઞા આપી હતી. તે સમયે ભારતમાં જુગારખાનાઓ નહોતા કારણ કે એથી જાન હાની વિશેષ પ્રમાણમાં થતી હોવાથી રાજાઓએ પોતાના રાજ્યમાંથી જુગારખાનાઓનો સદંતર નાશ કરી નાંખ્યો હતો. મૂર્ખપૂરીનો રાજા સ્વતંત્ર હતો એથી જુગારખાનું કાઢવા માટે તેને કોઇ અટકાવી શકે તેમ નહોતું. આ કારણથી જુગારખાનું રાખવાથી રાજ્યને સારી આવક થવા લાગી.

આ જુગાર–ગૃહમાં દેશદેશાન્તરથી લોકો જુગાર રમવા માટે આવતા હતા. રાજા જુગારખાનાની કમાઇને પાપ સમજતો હતો પરન્તુ કરે શું ? ભૂખે મરવાનું કોણ પસંદ કરે ? સત્ય વ્યવહારથી દ્રવ્ય મળતું નહોતું, ધન વગર ચાલી પણ કેમ શકે ? આથી જુગાર–ગૃહ ચાલુ રાખવાની એને ફરજ પડી હતી.

મોટા રાજ્યની માફક અહીં પણ ન્યાયાલયો, વકીલો, કાયદાઓ વગેરે બધું હતું પણ તે નાના પ્રમાણમાં.

અત્યાર સુધી રાજ્યતંત્ર બરાબર ચાલતું હતું પરન્તુ એક દિવસે વિચિત્ર ઘટના બની, એક માણસે એક જણનું ખૂન કર્યું. નગરીમાં કોઇ દિવસ ન બનેલો બનાવ બનતાં જ હોહા મચી રહી. કચેરી ભરાઇ

કેદીને ન્યાયાલયમાં હાજર કરવામાં આવ્યો. પ્રશ્નો વગેરે પૂછી ન્યાયાધીશે ચુકાદો આપ્યો કે ' આ ખુનીનું માથું કાપી નાંખવામાં આવે !'

આ રાજ્યમાં માથું કાપવાની કળા કોઇને આવડતી નહોતી. રાજા વિમાસણમાં પડયો. અન્તે મંત્રીઓની સંમાતથી તેણે દેવગઢના રાજાને પત્ર લખ્યો કે, 'કૃપા કરી ગળું.કાપવાની યુકિત અમારા પર મોકલી આપો. અમે મહા આફતમાં આવી પડયા છીએ.' પણ દેવગઢના રાજાએ યુક્તિ મોકલવા માટે રૂપિયા દશહજારની માંગણી કરી. આ માંગણીથી મૂર્ખેશ્વરને અનહદ આશ્ચર્ય થયું કે, દશહજારનો તો માણસ પણ નથી. એની પાછળ આટલા બધા રૂપિયા કેમ ખર્ચાય? ફરી રાજાએ એ માટે દક્ષિણના મહારાજાને આજીજી સહ લખી મોકલ્યુંઃ– 'કૃપા કરી માથું કાપવાની કળા અમારા પર ત્વરાથી મોકલી આપો.' પરન્તુ એ રાજાએ રૂપિયા આઠ હજાર માંગ્યા. રાજાએ વિચાર્યું કે જો કાપવાની કળા ખરીદવામાં આવશે તો સારૂં એ રાજ્ય પણ વેચાઇ જશે અને મારે રાજા હરિશ્ચંદ્રની માફક ભર બજારે વેચાવાનો પ્રસંગ આવશે. હવે શું કરવું? રાજાએ મંત્રીઓને પ્રશ્ન કર્યો. મંત્રીઓએ વિચાર કરી કહ્યુંઃ–'સેનાપતિને આપ ફરમાવો કે એ કોઇ સૈનિકને ગળું કાપવાનો હુકમ આપે. કારણ કે યુદ્ધમાં પણ તેઓ એ જ કામ કરે છે. પરન્તુ સૈનિકોએ આ કામ કરવા માટે સાફ ના પાડી.

રાજા મહા ચિન્તામાં પડયો. તેને રાત્રિના ઉંઘ પણ ન આવી. અન્તે આ વિષયનો નિર્ણય કરવા માટે તેણે એક ઉપ–સમિતિ નીમી. આ ઉપ–સમિતિ એ કેટલાક દિવસોની ચર્ચા પછી નક્કી કર્યું કે ' ખૂનીને ફાંસીની સજા માફ કરી તેને જીંદગીભરની કેદની સજા કરવામાં આવે !'

રાજાએ આ નિર્ણય માન્ય કર્યો. પણ પાછી મુશ્કેલી ઉભી થઇ. કેદીને માટે કેદખાનું કયાંથી લાવવું? રાજ્ય મહેલ પાસે એક મકાન

હતું. આ મકાન ઘણા દિવસો સુધી ખાલી જ પડયું હતું આ મકાનમાં ખૂનીને રાખી એના પર ચોકી પહેરો મુકવાનો રાજાએ હુકમ કર્યો. અને નક્કી કરવામાં આવ્યું કે 'ચોકીદારે રાજ્યના રસોડામાંથી રોજ ભોજન લાવી વખતસર કેદીને ખવડાવવું !'

આ વાત ને એક વર્ષ પસાર થઇ ગયું. રાજાએ સમગ્ર ખર્ચનો વાર્ષિક હિસાબ કર્યો ત્યારે એ ખૂનીની પાછળ પાંચસો રૂપિયાનો ખર્ચ થએલો એને માલમ પડયો, એ વિચારમાં પડયો. 'આ શું? પાંચસો રૂપિયા! ખૂની હજુ તો જુવાન છે. મરતાં સુધીમાં તો મારૂં રાજ્ય પણ એની પાછળ સાફ થઇ જશે !'

રાજા ગભરાટમાં પડયો. ખાવાનું પણ તેને ગળે ઉતરવા ન માંડયું મંત્રીઓને બોલાવી તેણે કહ્યું:—

"ત્વરાથી આ ખુનીનો કંઇ નીકાલ કરો !"

મંત્રી મંડળની બેઠક મળી. તેઓ અંદર અંદર વિચાર કરવા લાગ્યા.

"પંહેરો દુર કરો." એકે સૂચના કરી.

"પણ ખૂની ન્હાસી ગયો તો ?" બીજાએ શંકા બતાવી.

"ન્હાસી જશે તો પીડા ટળશે" ત્રીજાએ જણાવ્યું.

અન્તે પહેરો દૂર કરવામાં આવ્યો. આમ છતાં પણ ખૂની ન્હાસી ન ગયો, એ રોજ રાજાને રસોડે જઇ ભોજન લાવતો અને રાત્રિના બારણું બંધ કરી આનન્દથી લંબાવી જતો. ન્હાસી જવાનું તે નામ પણ લેતો નહોતો.

મંત્રીઓ હવે આશ્ચર્ય પામ્યા કે, 'કરવું શું ? આ ખૂનીના પડી રહેવાથી રાજ્યને જ નુકશાન થાય છે.' એક મંત્રીએ ખૂનીને બોલાવ્યો અને તેની સાથે વાત કરવા માંડી:—

" ભાઇ, તું કેમ છટકી જતો નથી ? તું જ્યાં જવા ઇચ્છે છે ત્યાં જઇ શકે છે. રાજાજી કંઇ તને શિક્ષા નહિં કરે ? "

" મહારાજ મને સજા કરે કે ન કરે. હું જાઉં કયાં અને કરું પણ શું ? તમે તો મારૂં સત્યાનાશ વાળ્યું છે. તમે મને આળસુ બનાવી જડભરત જેવો બનાવી દીધો છે, એનાં કરતાં તો ગળુ કાપી મારી નાંખ્યો હોત તો ઠીક થાત. હાય ! આ કેવો જુલ્મ છે ! પહેલાં મનુષ્યને કેદ કરી તેની શકિત છીનવી લેવી અને પછી કહેવું કે તું ન્હાસી જા ! હવે તો હું અહીં જ પ્રાણ ત્યાગ કરીશ. "

એક વાર ફરી આ વિશે ચર્ચા કરવા સભા મળી. કંઇક દિવસોની ચર્ચા પછી અન્તે નકકી કરવામાં આવ્યું કે, 'એ ખુનીને દર વર્ષે સો રૂપિયા પેન્સન આપી તેને આ રાજયમાંથી કાઢી મુકવો.'

અન્ધને ચક્ષુઓની જ જરૂર હોય છે. ખૂની આ ચુકાદાથી સંતોષ પામ્યો. એણે મૂર્ખપુરી ત્યજી અને બીજા રાજયમાં જઇ ત્યાં ખેતી કરી જીવન ગુજારવા લાગ્યો. વર્ષને અન્તે મૂર્ખપુરી આવી સો રૂપિયા લઇ જતો અને આનન્દ પૂર્વક જીવન વ્યતીત કરતો હતો.

"આત્મવિજય એ જ ખરો વિજય છે. તે વિનાનો વિજેતા ક્ષુદ્રમાં ક્ષુદ્ર ગુલામ છે."

—ટૉમ્સન.

"મનુષ્ય જ્યારે પોતાનો ગુલામ બને છે ત્યારે તેનું મૂલ્ય અર્ધું ઘટી જાય છે."

—ઑડિસી.

મધુપુરમાં સત્યવાન નામનો એક સદાચારી, દયાળુ અને ધનવાન વ્યાપારી રહેતો હતો. સારાએ દેશમાં એના જેવો ધનવાન બીજો શોધ્યો પણ જડે નહિ. એને ત્યાં રોજ લાખો રૂપિયાની ઉથલપાથલ થતી ઠેકઠેકાણે એની દુકાનો તેમજ પેઢીઓ હતી. ચારે તરફ એની કીર્તિ સુવાસ નંદનવનના ફુલડાંની જેમ પ્રસરી ગઇ હતી.

અખુટ શ્રીમન્તાઇ હોવા છતાં પણ એને એ માટે જરાએ અભિમાન નહોતું. રાય અને રંક એ બેઉ એને ઘેર સરખો જ સત્કાર મેળવતા. ગરીબો પીડિતોનો એ આશ્રયદાતા હતો.

સ્થળે સ્થળે એણે સદાવ્રતો, ધર્મશાળાઓ, કુવા, વાવો તેમજ સુંદર રસ્તાઓ બંધાવી જન-સેવા કરી હતી. યાચકો એને

આંગણેથી કદીએ ખાલી હાથે પાછા ફર્યા નહોતા. રોજ પ્રાતઃકાળે સેંકડો ભિક્ષુકો એના દ્વારે ભેગાં થતાં અને સત્યવાન રૂપિયાઓથી ભરેલી કોથળીઓ લઇ છુટે હાથે એમને વહેંચતો. લક્ષ્મી એને ઘેર મ્હાલતી હતી, ધર્મ એને ઘેર રાચતો હતો.

સત્યવાનને ત્યાં અનેક નોકરો હતા. બધા નોકરો પર તેની સદા અમી દ્રષ્ટિ જ રહેતી. તેમનો ગમે તેવો અપરાધ થતો તો પણ સત્યવાન તેમની પર ક્રોધ કરતો નહિ. આવા ઉમદા સ્વભાવના શેઠની આજ્ઞા નોકરો કેમ ન માને? સત્યવાનનો હુકમ થતાં જ નોકરો પ્રાણ-ત્યાગની પણ તત્પરતા બતાવતા હતા.

એક દિવસ બધા નોકરો વાતો કરતાં બેઠા હતા. વાતવાતમાં સત્યવાનના સદગુણી સ્વભાવ વિશે વાતો થવા લાગી. બધાએ કહ્યું:– "આપણા સ્વામી જેવા સજ્જન પુરૂષ સારીએ સૃષ્ટિમાં પણ નથી. બીજા શ્રીમન્તો પોતાને દેવ જેવા માને છે અને પોતાના નોકરોને તેઓ પશુવત્ સમજી ત્રાસ અને જુલ્મની લોખંડી ચક્કી નીચે પીસી નાંખે છે. વિશાળ વૈભવ અને અજોડ સમૃદ્ધિ હોવા છતાં પણ આપણા માલીક કોઇ દિન પણ આપણને તુંકારો કરતા નથી. એક પ્રેમાળ પિતા પુત્રોનું પાલણપોષણ કરે છે તેવી જ રીતે તે આપણને રાખે છે. આવા સ્વામીના ઘરમાં આપણે તદન સુખી અને ભાગ્યશાળી છીએ."

સારાએ જગત પર એક ચક્રે શાસન કરવા અધર્મ સદા આતુર હતો. ઠેકાણે ઠેકાણે તેણે કુસુંપ, પાપ અને અનીતિની ઝેરી જવાળા ફેલાવી પોતાની આણ વર્તાવી હતી. સત્યવાનની સત્ય પ્રિયતા તેની આંખમાં એક કણાની જયમ ખુંચતી હતી. તેને પોતાની જાળમાં લઇ એને મહાત્ કરવા તેણે ઘણા પ્રયત્નો કર્યા પરન્તુ તેમાં તે નિષ્ફળતા જ પામ્યો.

અધર્મ, સત્યવાન અને તેના નોકરો વચ્ચે કુસુંપ ફેલાવી પોતાની જાળ બીછાવવા માંગતો હતો. એને ભય હતો કે કદાચ સત્યવાનના નોકરો જેવી સ્વામીભક્તિ આખાએ જગતમાં ફેલાઇ જશે તો સૃષ્ટિ પરથી એનું અસ્તિત્વ જડમૂળથી ઉખડી જશે. નોકરો અને સત્યવાન વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરાવવા તેણે કમર કસી. અન્તે પોતાનું પાપકર્મ ફેલાવવા તેણે સત્યવાનના ગોવિન્દ નામક એક નોકરને પોતાના હાથમાં લીધો.

કેટલાક દિવસ પછી ફરી પાછા જ્યારે બધા સેવકો ભેગા થઇ પોતાના સ્વામીના વખાણ કરવા લાગ્યા ત્યારે અધર્મના તાબેદાર ગોવિન્દથી ન રહેવાયું. તે બોલ્યો:—

"સત્યવાન ભલે આપણો શેઠ હોય એથી શું? આપણે કામ કરીએ છીએ ને ખાવાનું આપે છે ને? કંઇ મફત તો નથી આપતો? એની આટલી બધી બડાઇ હાંકવી એ નરી મૂર્ખતા છે. જેટલી સેવા આપણે એની કરીએ છીએ એટલી જો કોઇ રાક્ષસની કરીએ તો તે કયારનોએ આપણા પર પ્રસન્ન થયો હોત. આપણે એના ઇશારા પર કામ કરીએ છીએ. આજ્ઞાની જરાએ વાર જોતા નથી. આપણા શેઠનું કામ બગડે તો શું તે ગુસ્સે ન થાય? એ તો દાંત ચાવવાના જુદા અને દેખાડવાના જુદા."

ગોવિન્દે સૂચના કરી કે, સ્વામીનું કોઇ કાર્ય બગાડી તેની ખાતરી કરીએ. પરન્તુ આ કાર્ય કરવા કોઇએ પણ બીડું ઝડપ્યું નહિ. સૌના ભારી આશ્ચર્ય વચ્ચે ગોવિન્દે કહ્યું–"જુઓ, કાલે એ વાતની હું તમને ખાત્રી કરી આપીશ."

ગોવિન્દ સત્યવાનની ચિત્રશાળાનો રખેવાળ હતો. સત્યવાનને ચિત્રોનો અનહદ શોખ હતો. તેની ચિત્રશાળા દૂર દૂરના દેશોમાં પણ

મશહૂર હતી. દરેક દેશોના ચિત્રો તેના સંગ્રહસ્થાનમાં હતાં. ચિત્રશાળામાં ઘણાં ચિત્રો એવાં હતાં કે જે અમૂલ્ય અને અપ્રાપ્ય હતાં. કોઇ પણ ચિત્રકાર ચિત્ર લઇ સત્યવાન આગળ જતો તો જરૂર તે મન માન્યા પૈસા આપી ચિત્ર ખરીદી લેતો. આવી રીતે તેણે અસંખ્ય ચિત્રો ખરીદી પોતાના મહેલના એક વિશાળ ઓરડામાં વ્યવસ્થિત રીતે ગોઠવ્યાં હતાં. ઓરડામાં દાખલ થનાર ચિત્રોની કારીગીરી અને ગોઠવણુ જોઇ આશ્ચર્યના ઉદ્દગાર કાઢતો હતો. આ ચિત્રશાળામાં સત્યપાલ કલાકોના કલાક સુધી બેસી આનન્દ અનુભવતો હતો.

એક દિવસે સત્યપાલ પોતાના મિત્રોને ચિત્રશાળા બતાવવા માટે લઇ આવ્યો. ગોવિન્દ તેમજ બીજા નોકરો પણ ત્યાં જ હતા. ગોવિન્દે નોકરો તરફ આંખ મારી કહ્યું:—"જુઓ, હવે કેવી ગમ્મત થાય છે!" અધર્મ પણ બારીએ બેસી આ તમાસો જોઇ રહ્યો હતો.

ચિત્રશાળામાં સત્યપાલ પોતાના મિત્રોને લઇ ચિત્રો બતાવતો હતો. એટલામાં સત્યવાનના એક મિત્ર માધવની દ્રષ્ટિ મેજ પર પડેલા એક સુન્દર સપ્તરંગી ચિત્ર પર પડી. તે બોલ્યો:—

"પેલું ચિત્ર મને બતાવશો?" સત્યવાનને ઉદ્દેશી તેણે કહ્યું.

"હા. જરૂર."

"ગોવિન્દ પેલું ચિત્ર લાવ!"

ગોવિન્દ ત્વરાથી મેજ પરનું ચિત્ર લેવા દોડયો. ચિત્ર પાસે શાહીથી ભરેલો ખડીયો પડેલો હતો. ચિત્ર લેવાની ધમાલમાં તેણે જાણી જોઇને તે ખડીયાને ધક્કો માર્યો. ખડીયો ચિત્ર પર ઉંધો વળ્યો. ચિત્રના સૌન્દર્યનો નાશ થયો.

અધર્મની પ્રસન્નતાનો પાર ન રહ્યો. એણે જાણ્યું કે મારા પાસા પોબાર પડયા છે. નોકરો પણ જોઇ રહ્યા કે હવે શું થાય છે?

આ ચિત્ર સત્યવાનને ઘણું જ પ્રિય હતું. હજુ તો પુરા સાત દિવસ પણ ચિત્ર ખરીદયાને થયાં નહોતાં, તેટલામાં તો તે ચિત્રે સત્યવાન પર ભુરકી ફેલાવી હતી. સત્યવાન તેને પોતાની દ્રષ્ટિ સમીપથી જરાએ ખસેડતો નહોતો.

પોતાના પ્યારા ચિત્રની આવી દશા જોઇ તેને ઘણો ક્રોધ વ્યાપ્યો. તેના નેત્રોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. અપશબ્દો એની જીભ પર આવી વસ્યા. સારાએ શરીરે રોમાંચ અનુભવ્યો. પરન્તુ એક ક્ષણમાં જ એની એ સ્થિતિમાં પરિવર્તન થયું. એ નમ્ર બન્યો. ક્રોધને વશ કરી તેણે કહ્યું:—

"ગોવિન્દ, તારા સ્વામીએ મને ક્રોધિત કરવાની તને આજ્ઞા આપી હતી. પરન્તુ તારા સ્વામી કરતાં મારો સ્વામી વધુ પ્રતાપી અને શક્તિશાળી છે. હું તારા પર ક્રોધ નથી કરતો. તારા અપરાધની તને ક્ષમા આપું છું. તને સજાનો ભય છે, તું મારી નોકરી ત્યજવા ઇચ્છતો હોય તો તેમ તું કરી શકે છે. આજથી તું જ્યાં ઇચ્છે ત્યાં જઇ શકે છે. લે આ વસ્ત્રો અને પૈસા."

સત્યવાન મિત્રો સહિત મહેલમાં ગયો અને જગત પર એક ચક્રે શાસન કરવા ઇચ્છતો અધર્મ પરાજિત બની કાળે મોઢે ત્યાંથી વિદાય થયો.

પ્રેમપંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.

--પ્રીતમ.

દીપોત્સવીના શુભ દિવસો હતા. સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો હતો. મોટા ન્હાના નવાં નવાં વસ્ત્રો પહેરી હર્ષથી મ્હાલતાં હતા. વાતાવરણ ઉલ્લાસમય દીસતું હતું.

દિવાળીનાં શુભ દિવસની સવારે ગુજરાતના એક ન્હાના ગામમાં બે બાલકો નવાં વસ્ત્રો પહેરી રમતાં હતાં. સપોરવા દિવસો હોવાથી ઘરનાં આંગણાં પાણીથી છાંટેલાં હતાં. એટલે કેટલીક જગ્યાએ ભિનાશ રહેવા પામી હતી. બાલકોની રમત રંગમાં આવી. એટલામાં એકાએક ગજરાએ પુષ્પાને ધક્કો માર્યો. પુષ્પા જમીન પર પડી ગઇ. જગ્યા પાણીવાળી હોવાને લીધે તેનાં નવાં કપડાં કાદવથી ખરડાઇ ગયાં. એ રડવા લાગી.

અચાનક પુષ્પાની મા કામપ્રસંગે ત્યાં આવી પહોંચી. તેણે પોતાની પુત્રીને રડવાનું કારણ પૂછ્યું. પુષ્પાએ જવાબમાં ગજરા સામે આંગળી કરી કહ્યું: 'એણે મને મારી.'

પછી પૂછવુંજ શું ? પુષ્પાની માનો મિજાજ હાથથી ગયો. તેણે તરતજ એક તમાચો જોરથી ગજરાના ગાલ પર માર્યો.

ન્હાનું બાલક માર કેવી રીતે સહી શકે ? ગજરા મોટેથી રડવા લાગી. એને રડતી સાંભળી એની મા બહારથી દોડી આવી અને બોલીઃ—

"કેમ, શું થયું ? તને કોણે મારી ?"

"અં....અં...અં....પુષ્પાની માએ મને મારી." ગજરાએ રડતાં રડતાં જવાબ આપ્યો.

લડતના મોરચા મંડાયા. ગજરાની મા પુષ્પાની માને ગાળો દેવા લાગી.

ધીરે ધીરે લડાઇ વધી પડી. ઘડીમાં પુષ્પાની મા મોટેથી બોલતી તો ઘડીમાં ગજરાની મા બૂમો પાડી તેને ગાળો દેતી. શોરબકોર સાંભળી બેઉના ઘરના માણસો ત્યાં આવ્યાં અને કારણ પૂછ્યા વગર એક-બીજાની સાથે અંદર અંદર લડવા લાગ્યા. જોતજોતામાં તો રજનું ગજ થઇ ગયું.

એક વૃદ્ધા આ લડાઇ જોઇ રહી હતી. તેનાથી હવે ન રહેવાયું. તેણે કહ્યું:—"શા માટે તમે નકામા લડી રહ્યા છો ? આજે સપરવો દિવસ છે. આ ગાળાગાળી શા માટે ? બેઉ શાન્ત થાઓ અને સૌ સૌનું કામ કરો !"

પણ ડોસીનું કહેવું સાંભળે કોણ ? લડાઇ ક્ષણે ક્ષણે વધતી જ હતી.

આ લડાઇ કયાં સુધી આગળ વધતે તે કહી શકાત નહિ. પરન્તુ એટલામાં પુષ્પાએ રડતી ગજરાને સમજાવી, અને ગજરા પણ ગઇ ગુજરી ભૂલી તેની સાથે રમવા લાગી. રમતાં રમતાં બેઉ પકડા પકડી

પર આવ્યા. ઘડીમાં ગજરા સંતાય તો ઘડીમાં પુષ્પા. એટલામાં ગજરા જ્યાં લડાઇ ચાલી રહી હતી ત્યાં આવી અને પુષ્પાના મોટા ભાઇની પાછળ સંતાઇ ગઇ. પુષ્પા એને શોધતી ત્યાં આવી અને ચાલાકીથી જઇ તેણે ગજરાને પકડી પાડી.

પેલી ડોસી આ રમત જોઇ રહી હતી. જેઓ લડતાં હતા તેમને ઉદ્દેશીને તે બોલી:—

" તમને લોકોને શરમ નથી આવતી? આ બાલકો માટે તમે લડી રહ્યા છો કે કોઇ બીજા માટે? આ બિચારીઓ પ્રેમભાવથી બધું ભૂલી પાછી પોતાની રમતમાં મસ્ત બની છે અને તમે અંદર અંદર ગાળાગાળી કર્યા કરો છો. તમારાથીએ વધારે બુદ્ધિ તો આ ન્હાના ભુલકાંઓમાં છે."

વૃધ્ધાની ટકોરથી લડનારા લજ્જિત બન્યા, અને સૌ સૌને ઘેર વિખેરાયા.

બાલકોની જેમ મનુષ્ય જ્યાં સુધી અંતરના વેરઝેર ભૂલી શુધ્ધ બનતો નથી ત્યાં સુધી તે પરમાત્માની લીલાને પામી શકતો નથી. પ્રભુને પામવાને માટે વિશાળ હૃદય અને ઉદાર ભાવ જોઇએ છે. જેનામાં તે હોય છે તેજ મનુષ્ય પ્રભુને પામી શકે છે.

But wisest Fate Says No
This must not yet be So
—Milton

Come what come may,
Time and the hour run through the roughest day
—Shakespeare

"બેટા !

દિન પ્રતિદિન મારામાં વૃદ્ધાવસ્થાની નબળાઈઓ આવતી જાય છે. હવે મને મારા દેહનો ભરોસો રહેતો નથી. મરણ પામું તે પહેલાં તને જોવાની મને ઉત્કટ અભિલાષા છે. અહિં આવી તારૂં મુખ મને ધારી ધારીને નિરખવા દે. જેથી હું આ ફાની દુનિયા છોડી જાઉં તોય સંતોષ રહે. તારે માટે મેં એક સુન્દર, બુદ્ધિવંત અને ધનવાન કન્યા શોધી રાખી છે. તેની સાથે લગ્ન કર્યા પછી તું નોકરીએ જાય તો મને સ્વર્ગમાં બેઠાં બેઠાં પણ સંતોષ થશે."

લી. **તારી જનેતા.**

વિજયસિંહે પત્ર વાંચી વિચાર્યું, કે માતા દિવસે દિવસે દુર્બળ થતી જાય છે. કદાચિત હું ઢીલ કરીશ તો તેના દર્શન નહિ કરી શકું. માટે વિલંબ વિના ત્યાં જવું ઇષ્ટ છે. કન્યા સ્વરૂપમાન હશે, તો લગ્ન કરવામાં શી હરકત છે? તદુપરાંત મિત્રમંડળને પણ મળી શકાશે.

આમ વિચારી વિજયસિંહ જન્મભૂમિ પ્રતિ જવા કટિબદ્ધ થયો. આ સમયે લુટારાઓનો ભારે ત્રાસ બધે ઠેકાણે પ્રવર્તી રહ્યો હતો. તે એટલે સુધી કે કોઇ મનુષ્ય પોતાની સરહદનો કિલ્લો છોડી અન્ય સ્થળે જવા નીકળતો, તો લુટારાઓ તેને પકડી પોતાના કિલ્લામાં કેદ કરી લેતા. એકલા જવાનું સાહસ હવે કોઇ કરી શકતું નહિ.

ઘણા વર્ષ સુધી આ પ્રમાણે ચાલ્યા કર્યું. ત્યારબાદ પ્રવાસીઓને પ્રવાસ દરમ્યાન સંરક્ષણ આપવા સપ્તાહ દરમ્યાન બે વખત સિપાઇઓની એક ટુકડી મુસાફરોને એક કિલ્લાથી બીજા કિલ્લા સુધી પહોંચાડી આવે, એવો પ્રબંધ કરવામાં આવ્યો.

ગ્રીષ્મઋતુની હૃદયરંજક પ્રભા ખીલી ઉઠી હતી. કિલ્લાના વિશાળ દરવાજા પાસે સામાનથી ભરેલી ગાડીઓ તૈયાર થઇ ઉભેલી હતી. ટુંક સમયમાં શસ્ત્ર સજ્જ સૈનિકો વ્યવસ્થિત કૂચ કરતાં દુર્ગ બહાર આવ્યા. બધાંઓએ સડકનો રાહ લીધો. વિજયસિંહ ઘોડેસ્વાર બની આગળ આગળ ચાલવા લાગ્યો. પ્રગાઢ જંગલ, ભય પમાડે એવા ઉંચા મુખ ફાડી ઉભેલા ડુંગરા વિકરાળ પ્રાણીઓનો પળેપળે ઉપસ્થિત થતો ભય, એથી સોળ ગાઉની સફર સર્વને અતિ કંટાળાજનક લાગતી હતી. વળી કયારેક સિપાઇઓ કોઇ નાના ઝરણામાં તૃષા છિપાવવા જતા, તો ત્યાં કેટલોક સમય વીતાડી દેતા, કયારેક કોઇ ગાડાનું પૈડું નીકળી જતું તો તેને બેસાડવામાં ઘણો સમય નીકળી જતો, તો કયારેક ઉંડી ખાઇમાં સરી પડતા ઘોડાઓની સારવારમાં વખત વ્યતીત થઇ જતો. એ રીતે ધીમેધીમે બેદરકારી ભરી રીતે મુસાફરી આગળ ધપતી હતી.

બે પ્રહર સમાપ્ત થઇ ગયા, હજીતો અર્ધો રસ્તો પણ કપાયો નહોતો. સૂર્ય જેમ જેમ ઊંચા આભે આવતો જતો હતો, તેમ તેમ પોતાની રૌદ્રતા વધારી પૃથ્વી પર અગ્નિકણો વર્ષાવી રહ્યો હતો. થોડા સમયમાં

જંગલ જતું રહ્યું. હવે ઉઘાડું મેદાન શરૂ થઇ ગયું હતું. વૃક્ષો દૂર દૂર હોવાને લીધે પ્રવાસીઓને સૂર્યના પ્રખર કિરણોનો મારો સહન કરવો પડતો હતો.

વિજયસિંહ ગાડાઓથી ઘણો આઘો નીકળી ગયો હતો. કોઇ પણ સાથી વિના એકલી મુસાફરી કરવી તેને યોગ્ય નહિ લાગતાં, તે કોઇ કોઇ સ્થળે અશ્વને થોભાવી ઉભો રહેવા લાગ્યો. કયારેક મનમાં વિચારતો કે, 'શા માટે મારે આગળ ન ધપવું ? ઘોડો તેજ છે, ચાલાક છે, અને વફાદાર છે, કદાચ કોઇ લુંટારાઓ અચાનક હુમલો કરશે, તો તરતજ ઘોડાને દોડાવી સત્વર નાસી છુટીશ.' એ વિચાર આવતાં તે આગળ ધપવા લાગ્યો. આજ અરસામાં તેનો એક સાથી જગતસિંહ ઘોડો કુદાવતો તેની પાસે આવી પહોંચ્યો.

" વિજય ! તું તો બહુજ આગળ નીકળી ગયો ? ઠીક ! ચાલ આપણે બન્ને સાથે જ માર્ગ કાપીએ, પણ ગરમીથી હું બહુ આકુળ વ્યાકુળ થઇ ગયો છું. કોઇ સારું સ્થાન મળે, તો ત્યાં બેસી નાસ્તો પાણી લઇએ."

" હા ! એમ જ કરીએ," વિજયે કહ્યું. " પણ સ્થળ ભયાનક છે. તારી બંદુક તો ભરેલી જ છે ને ? કદાચ આપણને દુશ્મનોનો સામનો કરવો પડે."

" હા. "

" ઠીક ચાલ ત્યારે, પણ........જોજે છુટો ન પડતો."

બન્ને જણા વાતોના તડાકા મારતા આગળ ચાલવા માંડયા. ચોતરફ ખુલ્લું મેદાન હોવાથી તેમની દ્રષ્ટિ ચારેપાસ જઇ શકતી હતી. હવે સડક બે પહાડો વચ્ચેથી પસાર થતી હતી.

"આ પહાડ પરથી આપણે બધી બાજુ બારિકાઇથી જોઇ લઇએ. લુટારાઓ છુપી રીતે આવીને અજાણતાં આપણને ગીરફતાર ન કરી લે, એ માટે આપણે આગળથી ચેતવું જોઇએ."

"આવશે ત્યારે સૌ થઇ પડશે." જગતસિંહે બેદરકારીથી કહ્યું. "અત્યારથી જ એ ચિન્તા શા માટે કરવી જોઇએ ?"

"તું ન સમજે. આવા પ્રસંગમાં બેદરકારી રાખવી એ મૂર્ખતા છે. બે ડગલાં ઉપર ચઢવું એમાં શા માટે આળસ રાખવી ? તું જરા ઉભો રહે, હું હમણાં જ આવું છું."

વિજયસિંહે ઘોડો પહાડી પ્રદેશ તરફ ફેરવ્યો. ઘોડો ચાલાક હતો, તે વિજયસિંહની સૂચના અમલમાં મુકવા પવન વેગે દોડવા માંડયો. વિજય હજુ પહાડ પર પહોંચ્યો પણ ન હતો, ત્યાં એક ઉંડી ખીણમાં છુપાઇ રહેલા ત્રીસ ચાલીસ લુટારાઓ તેની નજરે પડયા. કેદી થવાના ભયથી વિજય પાછો ફર્યો, પરન્તુ લુટારાઓ તેને જોઇ ગયા હતા, હાથમાં આવેલા શિકારને જતો કરે એવા ઉદાર તેઓ નહોતા. એટલે બંદુકો લઇ ઘોડા દોડાવી તેઓ તેની પછવાડે પડયા.

વિજય એકદમ નીચે ઉતર્યો અને જગતસિંહને પોકારી કહ્યું:—

"બન્દુક તૈયાર રાખ. લુટારાઓ આવે છે !"

ઘોડાને ઉદ્દેશી તેણે કહ્યું:—"પ્યારા સાથી ! હવે સમય આવી પહોંચ્યો છે, જો જે, ઠોકર ન ખાતો. નહિં તો તારૂં અને મારૂં આવી બન્યું જ સમજજે. એકવાર બન્દુક લેવા દે. પછી કંઇ ફીકર નહિં."

જગતસિંહે વિજયનો પોકાર સાંભળ્યો. ભયથી તે સ્થંભ્યો. એટલામાં તો લુટારાઓને વિજયની પછવાડે પડેલા તેણે અવલોકયા. લુટારાઓની મોટી સંખ્યા જોઇ તેણે સમયસૂચકતા વાપરી અને એ સ્થળેથી અદ્રશ્ય થઇ ગયો.

વિજયે વિચાર્યું, કે આ લુટારાઓ અવશ્ય મને કેદ કરી લેશે, અને પોતાની ક્રૂરતા વાપરી પૂર્ણ હેરાન કરશે. ખાલી તરવારથી શું વળે? કિલ્લા તરફ તેણે એકદમ અશ્વ દોડાવ્યો. પરન્તુ છ સાત લુટારાઓ પૂર ઝડપથી તેની લગોલગ આવી પહોંચ્યા, આ દુષ્ટોમાંથી બચવાનો હવે શો ઉપાય? તત્કાલ ઉપસ્થિત થએલા પ્રસંગો જોઇ તેની બુદ્ધિ ગુંચવાડામાં પડી ગઇ. છતાં તે હિંમતથી તેમની સામે ચાલ્યો. લુટારાઓએ તેને ઘેરી લીધો. હવે તેને લાગ્યું કે નક્કી તેમના કાતિલ પંજામાં તે પૂરેપૂરો સપડાયો છે. એ વિચાર સાથે તેને થોડીક હિંમત આવી. બે ત્રણ લુટારાઓ ઘોડા ઉપરથી નીચે ઉતરી તેની આગળ આવ્યા, અને દોરડાવતી વિજયના હાથો બાંધવાના પ્રયત્નો કરવા લાગ્યા, પરન્તુ તેઓને વિજયે ઠોંસાઓથી જ સત્કાર્યા. આથી બધા લુટારાઓ નજીક આવી તેને ઘેરી લઇ બન્દુકોના કુંદા વડે તેના પર પ્રહારો કરવા મંડી ગયા. નિરુપાયે વિજયને તેમને સ્વાધીન થવું પડયું.

વિજયને બાંધી ઘોડા ઉપર નાંખી, લુટારાઓ ચાલવા માંડયા. આ વખતે તેની પરિસ્થિતિ અત્યંત દયાજનક હતી. બન્દુકના કુંદાઓના મારથી તે ઘાયલ થયો હતો. મસ્તક પરથી લોહી નીતરતું હતું, બાંધેલા બંધોથી તેને અત્યંત વેદના થતી હતી.

સાયંકાળ થવા આવ્યો હતો. એક સરિતા ઓળંગીને લુટારાઓ ન્હાના રસ્તા પર કૂચ કરવા લાગ્યા. થોડા સમયમાં ડુંગરાળ મૂલક આવ્યો. હવે દૂર દૂરથી કુતરાઓના ભસવાનો અવાજ પણ સંભળાવા માંડયો. એ સ્થળે મનુષ્યોની વસ્તી હોય, એવું જણાતું હતું.

તેઓ થોડાએક અંતરે ગયા, ત્યાં એક ગામ આવ્યું. લુટારાઓએ ઘોડા બાંધી દીધા. વિજયને બંધનવાળી સ્થિતિમાં એક વૃક્ષ નીચે બેસાડવામાં આવ્યો. ગામડાનાં નાનાં છોકરાંઓને વિજયની

આવી સ્થિતિ જોઇ કુતૂહલ પેદા થયું. તેઓ તેની આસપાસ ફરી વળ્યા. કોઇકે તો વિજય પર પત્થરો પણ ફેંકયા. પરન્તુ એક લુટારાએ છોકરાઓની આવી વલણ જોતાં તેમને ધમકાવી કાઢી મૂકયા. વિજયે છૂટકારાનો દમ ખેંચ્યો.

એક લાલ દાઢીવાળા ભયંકર લુટારાએ પોતાના બીજા સાથીના કાનમાં કંઇક કહ્યું, એટલે તે તરત ગયો, અને ટૂંક સમયમાં બેડીઓ હાથમાં લાવી પાછો વળ્યો. લુટારાઓએ વિજયસિંહના પગમાં લોહશૃંખલાઓ જડી દીધી, અને તેને એક અંધારી કોટડીમાં પૂરી બહારથી તાળું મારી દીધું.

૨

એ રાત્રિએ વિજયને જરા પણ નિદ્રા ન આવી. ગ્રીષ્મઋતુની ટૂંકી રાત્રિ વ્યતીત થતાં પ્રાતઃકાળના બાલરવિનાં કોમળ કિરણો બારી વાટેથી કોટડીમાં આવી રમવા લાગ્યાં. વિજય આળસ મરડી ઉભો થયો. શરીરના સ્વાસ્થ્ય ખાતર તેણે આમતેમ લટાર મારવી શરૂ કરી.

તેવામાં કોઇકે તાળું ઉઘાડયું. લાલ દાઢીવાળો લુટારો, ખંડની અંદર પ્રવેશ્યો. તેની સાથે એક બીજો મનુષ્ય પણ હતો. સાથે આવનાર મનુષ્યના દેહનો રંગ શ્યામ, કાળાં નેત્રો, ગોળ કપોલ પ્રદેશ, લાંબી દાઢી અને પ્રસન્નમુખી હતો. આ માણસે લાલ દાઢીવાળા કરતાં મૂલ્યવાન વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. તેની સોનાના કમાનવાળી તરવાર કંઇક અજબ પ્રતિભા પાડતી હતી.

શ્યામ મનુષ્યે વિજયને બારિકાઇથી અવલોકયો, અને પોતાની ભાષામાં કહ્યું:—

"ભલો માણુસ લાગે છે."

"હા." સાથીએ જવાબ આપ્યો.

બન્ને વચ્ચે થતા વાર્તાલાપને વિજયસિંહ બીલકુલ સમજી શકયો નહિ. તેમની ભાષાથી તે તદ્દન અપરિચિત હતો, એટલે વાતચિત સમજવી મુશ્કેલ હતી. છતાં બન્નેના મુખ પર ફરકતા ભાવો વાંચવામાં વિજયસિંહ કંઇક સફળ થયો હોય એવું દેખાયું.

પાણીની તૃષા ખુબ લાગી હતી, એટલે તેણે પાણી પીવાનો અભિનય કરી પોતાની ઇચ્છા તેની સમક્ષ વ્યક્ત કરી. એ જોઇ શ્યામ માણસે બૂમ મારી:—

" રમા ! "

" આ આવી ! " કહેતાંક એક ચપળ બાળા ત્યાં આવી પહોંચી. સુંદર વેલડી જાણે લળી લળી ઝુલતી હોય એવી તેની કોમળ દેહ ઝુલતી હતી. નયનોની ચકળ વિકળતામાં જાણે કૈંયે ભાવો ભરવાના પ્રયત્ન કરતી હોય, એમ જણાતું હતું. સુંદર કેશરી સાડીના રકતવર્ણા પ્રકાશમાં તેનું સુરમ્ય મુખ ગુલાબ કળી શું શોભી ઉઠતું હતું.

" પાણીનો લોટો ભરી લાવ."

" લાવું છું." કહી તે ગઇ.

પિતાની અજ્ઞાનુસાર તરત તે પાણીનો લોટો ભરી ત્યાં હાજર થઇ, વિજયને કલામય રીતે લોટો આપ્યો. પાણી પીતાં પીતાં વિજય ચોરી છુપીથી તેના પ્રતિ જોવા લાગ્યો. કયારેક તે પણ છુપીથી વિજય ભણી જોઇ શરમથી નેત્રો ઢાળી દેતી હતી.

વિજયસિંહે પાણી પી લેતાં ખાલી લોટો તેને આપ્યો. ચપળતાથી તે આવી હતી તેવી જ ચપળતાથી છલંગ મારી ત્યાંથી જતી રહી.

" અને રમા !"

આઘેથી અવાજ આવ્યો " શું કહ્યું બાપુ ?"

" આ કેદી માટે જે કાંઇ ખાવાનું તૈયાર થયું હોય. તે લાવ."

" લાવું છું."

થોડીવારમાં એક પાત્રમાં તે ચંચળ બાળા ભાત અને રોટલી લઇ આવી પહોંચી, વિજયસિંહે તેની સામે કયારેક કયારેક જોતાં ખાઇ લીધું. બાદ બહારથી કોટડીને તાળું મારી બધા ત્યાંથી ચાલ્યા ગયા.

કેટલોક વખત વીત્યા બાદ પુનઃ કોટડીનું દ્વાર ખુલ્યું. એક નોકરે પ્રવેશી વિજયને પોતાની સાથે આવવાની ઇશારત કરી. વિજય ઉભો થયો, અને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

બહાર આવતાં જણાયું કે ૨૫–૩૦ ઘરોનું એક ન્હાનું ગામડું હતું. એક ઘરની સામે ત્રણ–ચાર છોકરા રમી રહ્યા હતા. એ ઘરમાં પેલો નોકર વિજયને અંદર લઇ ગયો.

ઘર સ્વચ્છ હતું. વિશાળ ખંડમાં ગાદી તકીયા સુન્દર રીતે બીછાવેલા હતા. ભીંતો ઉપર તલ્વાર, બરછી, ભાલા વગેરે હથીઆરો વ્યવસ્થિત રીતે ટાંગેલા હતા. છત પર હાંડી, ઝુમ્મર લટકી રહ્યા હતા. ગાદી ઉપર છ લુટારૂઓ કોઇના આવવાની રાહ જોતા બેઠા હતા.

વિજય અંદર આવ્યો કે તરત જમીન પર બેસી ગયો. કોણ જાણે શુંયે બનશે, એ વિચાર તેના માનસ–પટ પર રમી રહ્યા હતો.

" રજપુત " એક સરદારે કહ્યું, " તું અહિંથી જવા માગે છે ?"

" હા."

" તો સહિસલામત જઇ શકે છે. પણ એક શરતે. તારે અમારી મુઠ્ઠીઓ ગરમ કરવી પડશે."

"એટલે?" વિજય સરદારનું કહેવું ન સમજી શકયો.

"ન સમજ્યો? તારે દંડ આપવો પડશે."

"કેમ વારૂ?"

"કેમ નહિં? તું અમારો કેદી છે? આ શ્યામસિંહ" સરદારે શ્યામ મનુષ્ય પ્રત્યે આંગળી ચીંધી. "ધારે તે કરી શકે એમ છે. અત્યારે તું એના હાથમાં છે. તને જીવાડવો કે મારવો એ એની મુન્સફી ઉપર અવલંબે છે."

"પણ મારી પાસે અહિંયાં તો કશુંય નથી."

"ફીકર નહિં. એક પત્ર લખી તું તારે ઘેરથી રૂપિયા મંગાવ. પૈસા આવેથી તું તારે રસ્તે અને અમે અમારે."

"કેટલા રૂપિયા?"

"ત્રણ હજાર."

"એટલા બધા મારાથી આપી શકાય એમ નથી."

"તો શું આપશે?"

"પાંચસો."

શ્યામસિંહે બબડવા માંડયું. લુંટારાઓનો ધંધો જ મુસાફરોને કેદ પકડી તેમની પાસેથી મોટી રકમ પડાવવાનો હતો, કદાચ કોઇ કેદી પાસે પૈસા ન હોય, તો તેમને ઘેરે કાગળ લખી મંગાવવાની છૂટ હતી. અને આવા દુ:ખદ્ પ્રસંગ વખતે કેદી પોતાનું જીવન બચાવવા પાછું વળી જોતો પણ નહિં. કદિક કોઈ સાધન સંપન્ન કેદી હાથ આવતો, તો લુંટારાઓનું ભાગ્ય ચમકી જતું. પણ ધારેલી રકમ ન મળે, તો તેઓ કેદી ઉપર અસહ્ય જુલમ વર્ષાવવામાં બાકી ન રાખતા.

ટુંક સમય લુટારાઓ શાન્ત રહ્યા. પછી વળી પાછા ફાવે તેમ બોલવા લાગ્યા.

"પાંચસો તો ઘણા જ ઓછા. ત્રણ હજારથી ઓછું પરવડે તેમ નથી." એક લુટારાએ ઉચ્ચાર્યું.

"બરાબર! ત્રણ હજારથી એક દમડી ઓછી નહિં." બીજાએ ટાપસી પુરી. "અને જો એ રકમ આપવામાં આનાકાની કરે, તો મીઠાના સમસમતા ચાબકાનો માર."

વિજયે વિચાર્યું, કે તેમની ધમકીઓથી પોતે ડરશે, તો વધારે સહન કરવું પડશે. તેણે હિંમતપૂર્વક કહ્યું:—

"આ ભાઇને જણાવી દો, કે મારવાનો ભય બતાવે નહિં. અને હું જો વિફર્યો, તો પૈસા વગર હાથ ઘસતા જ રહી જશો."

"ઠીક, એક હજાર મંગાવ, બસ?" શ્યામસિંહે કહ્યું.

"પાંચસોથી એક પાઇ વધુ નહિં. મારી નાંખશો, તો પાંચસો પણ ગુમાવશો." વિજયે ચોકખું જણાવી દીધું.

આ દૃઢ નિશ્ચયાત્મક ઉત્તર સાંભળી લુટારાઓ માંહે માંહે મસલત કરવા મંડી ગયા. એટલામાં એક નોકર એક માણસને લઇ અંદર આવ્યો. વિજય આગંતુકને જોઇ ચમકયો. તે બીજો કોઇ નહિં પણ પોતાનો મિત્ર જગતસિંહ જ હતો. કેવી રીતે પકડાયો હશે? એ વિચાર તેને આવ્યો. નોકરે જગતસિંહને વિજયની બાજુમાં જ બેસાડયો. બન્ને જણાઓએ પોતપોતાની કથનીઓ છુપી રીતે લુટારાઓને ખબર ન પડે એવી રીતે કહી સંભળાવી. જગતે કહ્યું. "હું નાસવા ગયો, ત્યાં ઘોડો ગબડી પડયો. મેં બંદુક તાકી બાર કર્યો, પણ નિશાન ચૂકી ગયો. એટલામાં લુટારાઓએ મને ઘેરી લઇ પકડી લીધો."

૩

આવી રીતે સાથે રહેતાં એક મહિનો પસાર થઇ ગયો. શ્યામસિંહ જગતને જોઇ પ્રસન્ન થતો, અને કહેતો. "આ વિજય સારો માણસ નથી, પણ જગતસિંહ ઘણો ભલો અને વિશ્વાસુ માણસ છે." આમ છતાં તે બન્નેને ભોજનમાં માત્ર બાજરીના રોટલા સિવાય કશું આપતો નહિં.

જગતે પૈસા માટે ઘેર બીજી વખત પત્ર લખ્યો. આખો દિવસ તે ઉદાસ ચિત્તે રહેવા લાગ્યો, દિવસભર કોટડીમાં સૂઇ રહેતો, અને સામો પત્ર કયારે આવે, તેની રાહ જોયા કરતો.

વિજયે પૈસા માટે પત્ર લખ્યો હતો, પરન્તુ ખોટું સરનામું કર્યું હતું કારણ કે તે સારી પેઠે જાણતો હતો, કે મારી મૂક્તિ માટે માતા પાંચસો રૂપિયા મોકલવા અશક્ત હતી. પોતે જે કંઇ મોકલતો, તેનાથી જ બાપડી પેટ ભરતી હતી.

અને તેણે આપબળે મૂક્તિ માટે પ્રયત્નો આરંભ્યા.

વિજયસિંહને આખો દિવસ કામ વિના ગમતું ન હોવાથી તે આમ તેમ લટાર મારી બેસી રહેતો. કેટલાક દહાડા બાદ તે માટી પલાળી તેની વિચિત્ર ઢીંગલીઓ બનાવવા લાગ્યો. આ કામમાં તેને આવડત હોવાથી તેનો સમસ્ત દિવસ સહેલાઇથી પસાર થઇ જતો. એક દિવસ તેણે એક વિચિત્ર ઢીંગલી બનાવી. અને છાપરા ઉપર સૂર્યના તડકામાં સુકાવા મૂકી. રમાએ આ ઢીંગલી દીઠી, અને પાણી ભરવા રસ્તા પરથી પસાર થતી સ્ત્રીઓને કુતૂહલથી બતાવતી. બધી સ્ત્રીઓ હસતી.

વિજયે હવે તે પુતળું છાપરા પરથી નીચે ઉતારી બહાર મૂકયું. અને શું થાય છે, તે જોવા માંડયું. તેના ભારે આશ્ચર્ય વચ્ચે રમા ચુપચુપ આવી તે પુતળાંને ઉઠાવી ગઇ.

બીજે દિવસે વિજયે રમાને ઢીંગલી સાથે રમતી દીઠી. એવામાં એક વૃદ્ધા ત્યાં આવી પહોંચી અને ઢીંગલીને ઝુંટવી તોડી નાખી. વિજયે રમાને નિરાશ થતી જોઇ. બીજે દિવસે એક વિચિત્ર પણ સુન્દર ઢીંગલી રમાને આપી. રમા હર્ષિત બની ત્યાંથી ચાલી ગઇ.

એક દિવસે રમા ન્હાનો લોટો લાવી, જમીન પર મુકી, વિજયને તે લેવા ઇશારત કરી, ત્યાંથી ચાલી ગઇ. કુતૂહલવશ થઇ વિજયે લોટો ઉપાડી જોયું, તો દુધથી છલોછલ તે ભરેલો હતો. હવે હંમેશાં રમા છુપી રીતે કંઇને કંઇ વિજય અને જગતસિંહને ખાવાનું લાવી આપતી.

આ પ્રમાણે રમા અને વિજય વચ્ચે મૈત્રિના બીજ રોપાયાં.

એક સમયે આકાશમાં ગડગડાટ અને ધોંધાટ સાથે મેધરાજે ચઢાઇ કરી. વીજળીઓ સબાસબ ચમકવા લાગી. વાદળામાંથી અનરાધાર વર્ષાદ વર્ષવો શરૂ થઇ ગયો. નદી નાળામાં તો પાણી સમાતાં ન હતાં. વર્ષાદ એટલા બલપૂર્વક વર્ષતો હતો કે, કોઇ પણ માણસ ઘરની બહાર જવા હિંમત કરી શકતું ન હતું. ઉપરથી પડતા ફોરા જાણે ન્હાના પથરા ફેંકી રહ્યાં ન હોય !

જરા ઉઘાડ થતાં વિજયસિંહે શ્યામસિંહ પાસેથી ચપ્પુ માંગી બે પૈડાંવાળી હોડી બનાવી. તેની બન્ને બાજુએ બે ઢીંગલી મૂકી. આ ઢીંગલીઓને તેણે કપડાં પહેરાવી શણગારી હતી. પછી હોડીને તેણે ખળખળ વહેતાં પાણીમાં તરતી છોડી દીધી. ઝટપટ ધસ્યા જતા પ્રવાહમાં તે આગળ ને આગળ ધપવા લાગી. હોડીના ચલન સાથે પેલી બે ઢીંગલીઓ પણ ડોકાં હલાવવા લાગી. આ હોડી અને ઢીંગલીઓને જોવા ગામના ઘણાં સ્ત્રી પુરૂષો ભેગા થઇ ગયા.

શ્યામસિંહ પાસે એક જૂની બંધ પડેલી ઘડીઆળ હતી. વિજયને તેણે બતાવી, વિજયે કહ્યું:—

"મને તે આપો. હું તેને ચાલતી કરી આપીશ."

તેણે ચપ્પુની મદદ વડે તે ઘડીઆળ છુટું કર્યું, અને બારીક નિરીક્ષણ કરી સંચાઓ યથાસ્થિત ગોઠવી દઇ ઘડીઆળ ચાલતું કર્યું. શ્યામસિંહ ખૂશ થઇ ગયો, અને એક જુનો ઝભ્ભો શિરપાવ તરીકે આપ્યો.

એક દિવસ એક લુટારો બિમાર પડી ગયો. સગાસંબંધીઓએ ધાર્યું, કે વિજય કદાચ વૈદું જાણતો હશે, તેથી તેઓ તેની પાસે આવ્યા. જો કે વિજય વૈદ નહોતો, પરન્તુ તેની મદદ માંગવા આવેલાને વિશ્વાસમાં લેવા તેણે તપાસવાની હા પાડી. તેણે પાણીમાં રાખ મેળવી કંઇક મંત્ર બોલવાનો ઢોંગ કર્યો, અને કહ્યું,—"જાઓ, આ દવા રોગીને પીવાડો. અવશ્ય સારૂં થઇ જશે."

અને સાચેજ તેનો ઢોંગ ખરો પડયો. પેલો દરદી સાજો તાજો થઇ ગયો. વિજયસિંહનું માન વધ્યું. હવે બધા લુટારાઓ તેના મિત્રો બની ગયા. છતાં કેટલાક એવા પણ હતા, કે જેઓ હજુ પણ તેની પ્રતિ શંકાની નજરે જોતા હતા.

ભુરી દાઢીવાળો વૃધ્ધ તેને જોઇ ઘડીએ ઘડીએ ચીઢાતો હતો. જયારે વિજય તેના ઉપર દ્રષ્ટિ ફેંકતો ત્યારે તે મોઢું ફેરવી જતો. ટેકરીની નીચે એક બીજો વૃધ્ધ રહેતો હતો. તે રસ્તેથી જયારે એ વૃધ્ધ સફેદ દાઢી હલાવતો લાકડીને ટેકે ત્યાંથી પસાર થતો ત્યારે વિજય તેના પ્રતિ સ્વાભાવિક દ્રષ્ટિ ફેંકતો. રક્ત મુખ, નિર્દય નેત્ર, અને દાંત વગરનો એ ડોસો જયારે વિજયને જોતો ત્યારે તે પણ બળીને ખાખ થઇ જતો હતો.

વિજયને હંમેશાં લાગ્યા કરતું હતું, કે શા માટે આ ડોસો તેના પ્રત્યે આટલું બધું વૈમનસ્ય રાખ્યા કરે છે ? હવે તે કુતૂહલવૃત્તિ રોકી

શકયો નહિં. એક દિવસ વિજય બતાવેલું કામ કરવા જતાં ડોસાનું ઘર જોવા ટેકરી નીચે ઉતર્યો. થોડેક દૂર જતાં એક બગીચો આવ્યો. ચોતરફ શ્યામ પત્થરોની દિવાલ ચણી લેવામાં આવી હતી. વચ્ચે સુશોભિત વૃક્ષો શોભી રહ્યા હતા. એક લીલી વૃક્ષઘટા નીચે એક કુટિર હતી. વિજય તે પ્રતિ આગળ વધ્યો. પરન્તુ પોતે પહેરેલી બેડીનો અવાજ ખખડયો. એટલે તરતજ વિજયે પાછા વળવાનું ઉચિત ધાર્યું. પરન્તુ એટલામાં બન્દુકની એક ગોળી સનનનન કરતી ત્યાંથી પસાર થઇ ગઇ.

પેલો ડોસો શ્યામસિંહ પાસે ગયો અને જણાવ્યું:—

"વિજય પર વિશ્વાસ મૂકવો જોખમકારક છે."

"કારણ?"

"તે નાસી છુટવાની તૈયારી કરે છે, એવું લાગે છે. ગઇ કાલે જ મેં તેને ટેકરી ઉતરતી વખતે પકડી પાડયો હતો."

શ્યામસિંહે વિજયપ્રતિ ડોળા કાઢયા. અને ભયંકર અવાજે કહ્યું.

"કેમ વિજય! આ ફરીઆદ ખરી કે ખોટી? તું ડોસાના ઘર તરફ ગયો હતો?"

"હું તો અચાનક જ ત્યાં જઇ ચડયો હતો. મારો નાસી છૂટવાનો જરાય ઇરાદો નહોતો."

કંઇક સંતોષ પામી શ્યામસિંહે ડોસાને શાન્ત કરવા પ્રયત્ન કર્યો પરન્તુ તે શાન્ત થવાને બદલે વધુ ઉગ્ર થતો ગયો. અને અનેક પ્રકારના ક્રોધયુકત શબ્દો બબડવા લાગ્યો. મુખાકૃતિ પર રમી રહેલાં ભાવપરથી વિજય માત્ર એટલું જ સમજી શકયો, કે તે શ્યામસિંહને એમ કહી રહ્યો હતો કે આવા (વીજય જેવા) માણસનો તત્કાળ નાશ કરી નાંખવો જોઇએ.

શ્યામસિંહને સલાહ આપી બુઢ્ઢો ત્યાંથી જતો રહ્યો.

" એ ડોસો કોણ છે ? "

" એ સત્તાવાળો માણસ છે. અનેક દુશ્મનોને તેણે યમસદનમાં મોકલી આપ્યા છે."–એ વૃદ્ધનું જીવનવૃતાંત કહેવા શ્યામસિંહે આગળ ચલાવ્યું–" તેને ત્રણ સ્ત્રી અને આઠ પુત્રો હતા. બધા એક જ ગામમાં રહેતા. એક વખત દુશ્મનો તેના ગામ પર ચઢી આવ્યા. ગામ લોકો સામે થયા. એમાં દુશ્મનો જીત્યા. અને તેમણે ગામ બાળી નાંખ્યું. ભયંકર ઝપાઝપીમાં તે વૃધ્ધના સાત પુત્રો માર્યા ગયા. આઠમો કેદ પકડાયો. આઠમા પુત્રની શોધ કરવા માંડી. અન્તે તેણે તેનો પત્તો મેળવ્યો. દુશ્મનોનો તે ખાંધીઓ બની ગયેલો હોવાથી ડોસાએ પોતાને હાથે જ તેનો વધ કરી નાખ્યો. ભાઇ ભટકતાં ભટકતાં તે હવે અહિંયાં રહે છે.

ડોસો મને કહે છે કે, દુશ્મનો પ્રત્યે જરાએ દયા ન બતાવવી જોઇએ. જેટલા શત્રુઓ મળે એટલાને તો રહેંસી જ નાંખવા."

તને મારી નાખવાને માટે એણે મને ઘણી વખત કહ્યું, પરન્તુ હું તને શા માટે મારૂં ? પછી પૈસા કોણ આપે ? એટલા માટે તો તને પ્રેમથી રાખું છું."

( ૪ )

વિજયે આ પ્રકારે એક મહિનો પસાર કર્યો. દિવસના તે અહીં તહીં ફરતો અને રાત્રિના દિવાલમાં બાકોરૂં પાડવાનો ઉદ્યમ આરંભતો. દિવાલ મજબુત પત્થરોથી બાંધેલી હતી. એટલે કાર્ય કપરૂં હતું છતાં પણ તેણે પ્રયત્ન શરૂ કર્યો. અન્તે કેટલાક દિવસના પરિશ્રમ પછી તેણે ભીંતના એક અંધારા ખુણા તરફ બાકોરૂં પાડયું.

એક દિવસે શ્યામસિંહ બહાર ગયો હતો. વિજય ભોજન કરીને ત્રીજા પ્રહરે રસ્તો જોવાની ઇચ્છાથી સામેની ટેકરી તરફ જવા લાગ્યો. શ્યામસિંહ બહાર જતાં પહેલાં પોતાના પુત્રને કહી ગયો હતો કે વિજયને આંખોથી દૂર જવા દેવો નહિ. વિજયને જતાં જોઇ બાલક તેની પાછળ દોડયો અને બુમ મારી કહેવા લાગ્યો:—

" વિજયસિંહ! તમે કયાં જાઓ છો? પાછા આવો નહિ તો માણસોને બોલાવીશ!"

વિજય બાલકને પટાવવા લાગ્યો.

" હું દૂર નથી જતો માત્ર ટેકરી પર જ જાઉં છું. રોગીઓને માટે એક જડીબુટ્ટીની જરૂર છે. તમે પણ મારી સાથે આવો. બેડી પહેરેલો હું કેવી રીતે ન્હાસી શકું? જાઓ! કાલે હું તમને એક સરસ કામઠું બનાવી આપીશ."

બાલક માની ગયો. પહાડની ટોંચ બહુ દૂર નહોતી. બેડીના બંધનથી ચાલવું મુશ્કેલ હતું. પણ આખરે જેમ તેમ કરી વિજય શિખર પર પહોંચી ગયો.

શિખર પરથી તેણે દ્રષ્ટિપાત કર્યો. દક્ષિણ તરફ એક ઝાડી દેખાઇ, તેમાં ઘોડાઓ ચરી રહ્યા હતા. ઝાડીની પાસે એક ગામ આવેલું હતું. તેથી થોડે દૂર એક બે ટેકરીઓ આવેલી હતી. એ ટેકરીઓની વચ્ચે ઘીચ જંગલ હતું. તેની પછવાડે પહાડ હતો, પૂર્વ અને પશ્ચિમ દિશામાં પણ આવા પહાડો આવેલા હતા. કંદરાઓમાંથી જયાં ત્યાં ગામોના ધુમાડા દેખાતા હતા. આ લુટારાઓનો મુલક હતો. ઉત્તર દિશા તરફ જોયું તો એક નદી વહી રહી છે. નદી નજીક ગામ છે. એ તે જ ગામ હતું કે જયાં તે પહેલાં રહેતો હતો. ગામની ચારે તરફ મોટી વાડીઓ આવેલી હતી. સ્ત્રીઓ નદી તટ પર બેસી વસ્ત્રો ધોઇ

રહી હતી. ગામથી થોડે દૂર એક પહાડ હતો પણ દક્ષિણ દિશાવાળા પહાડ કરતાં તે નીચો હતો. તેની નજીક બે ન્હાના ડુંગરા હતા. તેની ઉપર ગાઢ વન અને મધ્યમાં મેદાન હતું. હવે વિજયને યાદ આવ્યું કે પોતાના કિલ્લામાં રહેતી વખતે સૂર્ય કયાંથી ઉદય થતો હતો અને કયાં અસ્ત પામતો હતો. તેની ખાત્રી થઇ કે રજપુતોનો કીલ્લો તે મેદાન સમીપ જ હોવો જોઇએ. હવે આ બે પહાડો વચ્ચેથી તેને પોતાના પલાયનનો રસ્તો કાપવાનો રહ્યો.

રાત્રિનો અન્ધકાર પથરાયો. દેવસ્થાનોમાંથી ઘંટોના રણકાર થવા લાગ્યા. પશુપક્ષીઓ સૌ ઘર પર આવી રહ્યાં. વિજય પણ પોતાની કોટડીમાં આવી ગયો, રાત અન્ધારી હતી. તેણે એ જ રાત્રિએ નાસી જવાનો મનસુબો કર્યો પણ દુર્ભાગ્યવશાત્ સાંજ સમયે લુટારાઓ ઘર તરફ આવી ગયા. આજે તેઓ એકલા નહોતા. તેઓ એક શબ લઇ આવ્યા હતા, દેખાવ પરથી જણાતું હતું કે યુદ્ધમાં કોઇ લુટારો મરણ પામ્યો હશે.

શબને સ્નાન કરાવી શ્વેત વસ્ત્રમાં લપેટી લુંટારાઓ 'રામ રામ' કરતાં સ્મશાનભૂમિ તરફ ગયા. ત્યાં તેનો અગ્નિદાહ કર્યો અને પછી ઘેર આવ્યા. લુટારાઓએ મરણ પામનાર આત્માની શાંતિઅર્થે ત્રણ દિવસના અપવાસ કર્યા. ચોથે દિવસે સૌ બહાર ચાલ્યા ગયા હતા. શ્યામસિંહ ઘરમાં એકલો જ હતો, રાત અન્ધારી ઘોર હતી.

મુક્તિ માટે આજની રાત વિજયને યોગ્ય લાગી. તેણે જગતને ઉદ્દેશીને કહ્યું:—

"જગત ! સુરંગ તૈયાર છે. ન્હાસવું છે ને ?"

"રસ્તાની તો ખબર નથી. જઇશું શી રીતે ?"

"હું જાણું છું."

" પણ એક રાતમાં કિલ્લા સુધી પહોંચાશે ? "

" ત્યાં સુધી ન જવાય તો કંઇ નહિ, ક્યાંક જંગલમાં છુપાઇ જઇશુ. મેં ભોજનનો પણ પ્રબન્ધ કરી રાખ્યો છે. અહીં પડ્યા પડ્યા સડવાથી શો લાભ ? ઘેરથી રૂપિયા ન આવ્યા તો પછી ? રજપુતોએ એક લુટારાને મારી નાંખ્યો છે એટલે હમણાં તેઓ ઘણા ક્રોધિત બનેલાં છે. માટે ન્હાસી જવું એજ ઉત્તમ છે."

" ઠીક ચાલ ! "

( ૫ )

ગામમાં શબવત્ શાન્તિ પ્રસરી કે તરત વિજય સુરંગવાટેથી બહાર નીકળી આવ્યો. પણ જગતના પગથી એક પત્થર નીચે ખરી પડ્યો. અવાજ સાંભળીને શ્યામસિંહના કુતરાએ ભસવા માંડ્યું. ધીરેથી વિજયે તેના તરફ જઇ તેને પંપાળવા માંડ્યો. એટલે તે ચૂપ થઇ ગયો.

નિશાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. વ્યોમમાંથી તારલાઓ ડોકયાં કરી રહ્યા હતા. ચોમેર નીરવતા પથરાઇ રહી હતી. ચાલતાં ચાલતાં એક ઝુંપડામાંથી રામનામનો ધ્વનિ સંભળાયો. બેઉ કાષ્ટવત્ સ્થંભી ગયા. ટુંક સમયમાં સનસનાટી વ્યાપી ગઇ. તેઓએ આગળ વધવા માંડ્યું.

વિજય ઉતાવળથી ચાલતો હતો. જગતથી ચલાતું નહોતું. તે પાછળ પડી ગયો.

" ભાઇ, વિજય, જરા ઉભો રહે. જોડાથી મારા પગમાં ચવો પડ્યો છે."

" જોડા કાઢી નાંખી ઉઘાડે પગે ચાલો " વિજયે ચાલતાં ચાલતાં જ જવાબ આપ્યો.

જગતસિંહે જોડા ફેંકી દીધા. પત્થરોથી તેના પગ ચીરાવા લાગ્યા. એ અટકતો અટકતો ચાલવા લાગ્યો.

"જો જગત, પગ તો પછીથી પણ સારા થઇ જશે. પણ લુટારાઓને હાથે પકડાયા તો માર્યા જ ગયા સમજજે."

જગત ચુપ થઇ પાછળ ચાલવા લાગ્યો. થોડેક ગયા પછી વિજય બોલ્યો–"અરે ! આપણે રસ્તો ભૂલી ગયા. આપણે તો ડાબી બાજુની પહાડીઓ તરફ ચઢવું જોઇતું હતું. હવે શું થશે ?"

"ચાલો જરા આરામ લઇએ, જો, મારા પગમાંથી લોહી વહી રહ્યું છે." જગતે કહ્યું.

"કંઇ ચિન્તા નહિ. એ બધું પાછળથી ઠીક થઇ જશે. તું ચાલ્યે જ રાખ."

ત્યાંથી પાછા ફરી તેઓ ડાબી બાજુના પહાડ પર આવ્યા. આગળ ચાલતાં જંગલ આવ્યું. ઝાડીઓમાંથી પસાર થતાં તેમના વસ્ત્રો ફાટી જવા માંડયા. એટલામાં કંઇક સળવળાટ થયો. તેઓ ડર્યા. પણ પછી તરત જ માલમ પડયું કે એક સસલું દોડી રહ્યું હતું.

પ્રાતઃકાળનો સમય થવા લાગ્યો. અહીંથી કિલ્લો હજુ સાત માઇલ દૂર હતો. મેદાન આવતાં જગત બેસી ગયો.

"હવે તો મારા પગ થાકી ગયા છે, હું જરાએ ચાલી શકું એમ નથી." જગતે કહ્યું.

"ઠીક, રામ રામ. હું એકલો જ જાઉં છું." વિજયે ક્રોધથી ઉચ્ચાર્યું.

જગતે ઉઠી પુનઃ સાથે ચાલવા માંડયું. પણ માઇલ ચાલતાં અચાનક સામેથી ઘોડાના ડાબલા સંભળાયાં. તેઓ ગભરાઇને જંગ-

લમાં સંતાઇ ગયા વિજયે જોયું તો એક લુટારો ઘોડા પર બેસી પસાર થઇ રહ્યો છે. જ્યારે એ ત્યાંથી પસાર થઇ ગયો ત્યારે વિજય બોલ્યો, "પ્રભુએ મહેરબાની કરી કે તેણે આપણને ન જોયાં, નહિ તો માર્યાં જ ગયા હોત. ચાલો આગળ જઇએ."

"મારાથી ચાલી શકાય એમ નથી. હવે મારામાં તાકાત રહી નથી."

જગત પહાડી મનુષ્ય હતો. સખ્ત ઠંડીને લીધે તેના પગ અક્કડ થઇ ગયા હતા. વિજયે તેને ઉઠાડવા માંડ્યો એટલે જગતે ચીસ પાડી.

"હં, હં! આ શું, પેલો લુટારો સાંભળી જશે તો? જો તારાથી મુદ્દલ ચલાતું ન હોય તો મારી પીઠ પર બેસી જા."

વિજયે જગતને પીઠ પર બેસાડી કિલ્લાનો રાહ લીધો.

આ બાજુ ઘોડેસ્વારે જગતની ચીસ સાંભળી લીધી. અવાજ જે તરફથી આવ્યો તે તરફ તેણે ગોળી ચલાવી. પણ નિશાન ખાલી ગયું. રજપુતો હોવાની તેને શંકા ગઇ. તુરતજ બીજા સાથીઓને ખબર આપવા તેણે ઘોડો દોડાવી મુક્યો.

"પેલાએ તારી ચીસ સાંભળી લાગે છે. જરૂર એ પોતાના સાથીઓને બોલાવવા ગયો હશે. જો એ લોકોના આવતાં પહેલાં આપણે ન પહોંચી જઇએ તો જરૂર માર્યા જ જઇશું. (મનમાં) આ ભાર મેં શા માટે લીધો? જો હું એકલો જ હોત તો અત્યારે ક્યારનોએ પહોંચી ગયો હોત?

"તું એકલો જ ચાલ્યો જા, મારે માટે પ્રાણ શા માટે ગુમાવે છે?" જગતે વેદનાયુક્ત સ્વરે કહ્યું.

"કદાપી નહિ." વિજયે કહ્યું, સંકટ સમયે મિત્રને ત્યજી જવું એ ધર્મ વિરૂદ્ધ છે."

વિજય ફરીથી જગતને ખાંધ પર બેસાડી ચાલવા લાગ્યો. અર્ધો માઇલ ચાલ્યા પછી એક નાળું આવ્યું. વિજય શ્રમિત થઇ ગયો હતો, એટલે પાણી પી તાજો થવા ઇચ્છતો હતો. જગતને પીઠ પરથી ઉતારી પાણી પીવા માટે તેણે મુખ ધર્યું પણ એટલામાં ઘોડાઓનો અવાજ અથડાયો. તરત જ બન્ને નાસી ઝાડીઓમાં લપાઇ ગયા.

લુટારાઓ જ્યાં તેઓ છુપાયા હતા ત્યાં જ અટક્યા. ગંધથી માણસ જાતનો પત્તો મેળવનારા કુતરાઓને તેમણે છોડી દીધા. પછી શું? બિચારાં બન્ને ઝડપાઇ ગયા. કેદીઓને મુશ્કેટાટ બાંધી લુટારાઓએ પ્રસ્થાન કર્યું. રસ્તામાં શ્યામસિંહ મળી ગયો. તેણે પોતાના કેદીને ઓળખ્યા. અને એને ઘોડા પર બેસાડી પોતાની સાથે લઇ ગયો.

ગામમાં આવ્યા પછી બધા ભેગા મળી વિચાર કરવા લાગ્યા. પેલો વૃદ્ધ પણ તેમાં સામેલ હતો. આ બન્નેનું શું કરવું ? એ વિચાર સૌના મનમાં રમી રહ્યો હતો.

" એમાં વિચારવા જેવી વાત શી છે ? ચઢાવી દો ફાંસીએ !" બુઢ્ઢાએ કહ્યું.

" તો પછી રૂપિયા કેવી રીતે મળે ? મારવાથી કાંઇ વળશે નહિ."

" રજપુતોને પાળવા એ પાપ છે. એ તમને હેરાન કરશે. મારી નાંખો કે જેથી પાપ જાય." વૃધ્ધે દલીલ કરી.

અન્તે કંઇ પણ નિર્ણય કર્યા વગર લુટારાઓ વિખેરાઇ ગયા. શ્યામસિંહે વિજય પાસે જઇ કહ્યું:—

" જો, વિજય ! પંદર દિવસમાં રૂપિયા મને મળશે નહિ, અને જો બીજીવાર છટકી જવાનું સાહસ કરશે તો હું તને મારી નાંખ્યા

વગર રહીશ નહિ. ત્વરાથી ઘેર પત્ર લખી નાંખ કે જેથી કરીને તારો છુટકો થાય."

ફરી પાછા બન્નેએ પત્રો લખી દીધા. પહેલાની જેમ પુનઃ તેમને પુરવામાં આવ્યા, પણ કોટડીમાં નહિ, એક મજબુત કિલ્લામાં.

(૬)

હવે તેમના પર જુલ્મોના ખડકો ખડકાયા. પહેલાં જે બધી છુટ મળતી હતી તે બધી ખુંચવી લેવામાં આવી. કિલ્લાની બહાર જઇ શકાતું, તો શું પણ દ્રષ્ટિ સરખીએ ફેરવાતી નહોતી. શરીરમાં આખો દિવસ બેડી રહેતી. કુતરાની માફક રોટલાનો ટુકડો ફેંકવામાં આવતો અને તે પણ તદ્દન કાચા જેવો જ. કિલ્લામાં પુષ્કળ અંધારૂં હતું. તેમજ દુર્ગન્ધ તો એટલી આવતી કે ન પુછો વાત. જગતનું આખું શરીર સુજી ગયું. વિજય અકલ્પ્યા દુઃખમાં ગમગીન રહેવા લાગ્યો. શું કરે ?

વિજય એક દિવસ ઉદાસ બની બેઠો હતો. એટલામાં ઉપરથી રોટલાનો ટુકડો પડ્યો. ઉપર જોયું, તો રમા બેઠેલી હતી.

વિજયે વિચાર્યું, શું રમા મને સહાય આપી શકશે ? પ્રયત્ન અજમાવવો જરૂરી છે. ઠીક, તેને માટે કંઇક રમકડું બનાવીશ. કાલે જ્યારે આવશે ત્યારે તેને તે આપી ફરીથી તેની સાથે વાત કરીશ.

રમા બીજે દિવસે આવી નહિ. વિજયના કર્ણો પર ઘોડાના ડાબલાનો અવાજ સંભળાયો. કેટલાક ઘોડેસ્વારો તે બાજુથી પસાર થઇ ગયા. તેઓ કંઇક વાત કરતા જતા હતા. વિજયને બીજું તો કંઇ સમજમાં ન આવ્યું પણ 'રજપુત' શબ્દ તેને વારંવાર સંભળાયો જેથી એવું અનુમાન થતું હતું કે રજપુતોની સેના નજીક આવી છે.

ત્રીજે દિવસે રમા ફરી આવી. તેણે ગઢમાં બે રોટલા નાંખ્યા. "તું ગઇ કાલે કેમ નહોતી આવી? જો, મેં તારે માટે કેવું સુન્દર રમકડું બનાવ્યું છે?" તેને જોઇ વિજય બોલ્યો.

"એ લઇ હું શું કરૂં?" રમાએ આગળ ચલાવ્યું. "તેમણે તમને મારી નાંખવાનો મક્કમ વિચાર કર્યો છે. બધાએ ભેગાં મળી સંમતિ પણ આપી છે. આથી હું કાલે નહિ આવી શકી."

"કોણ મારવા ચાહે છે?"

"પેલા ડોસાએ મારા પિતાને સલાહ આપી છે કે રજપુતોની સેના અહિં આવી પહોંચે, તે પહેલાં કેદીઓને મારી નાંખવા. મને તો આ સાંભળી કમકમાં આવ્યાં છે."

"રમા!" વિજયે ગદગદિત્ સ્વરે કહ્યું. "તને મારા ઉપર દયા આવે છે? મને એક વાંસ ન લાવી આપે?"

"મારાથી એ કામ થઇ શકશે?"

"કેમ ન થાય? તું જો ધારે તો બધું કરી શકે છે."

"પણ, વાંસ કેવી રીતે લાવું? બધાં ઘેર છે." આમ કહી તેણે દોટ મુકી.

સૂર્યાસ્ત થયો. ગગનમાં તારાઓ વિહરવા લાગ્યા. ચન્દ્ર હજુ સુધી નિકળ્યો નહોતો. મન્દિરોમાં ઘંટનાદ થવા લાગ્યા. થોડીક ક્ષણ પછી પુન: શાન્તિ સ્થપાઇ ગઇ.

'રમા મદદ કરશે કે નહિ?' એ વિચારમાં વિજય લીન બન્યો હતો.

અચાનક ઉપરથી ધુળ–માટી પડવા માંડી. ઉંચે જોયું તો ભીંતે વાંસ લટકી રહ્યો હતો. વિજય પ્રસન્ન થયો. આશાએ તેનામાં પ્રાણ સીંચ્યા. ઉત્સાહિત બની તેણે વાંસ ખેંચી લીધો.

બહાર નિરવ શાન્તિ પ્રસરી રહી હતી. તારલાઓ વ્યોમમાં આંખ-મિંચામણાં કરી રહ્યા હતા. રમાએ ધીમે સાદે કહ્યું–"વિજય! બે સિવાય બીજાં બધાં બહાર ચાલ્યા ગયા છે." આ સાંભળી તરતજ વિજયે જગતને કહ્યું:—

"જગત! ચાલ આપણે એકવાર ફરીથી પ્રયત્ન કરીએ?"

"ભાઇ, તું સુખેથી જા! મારામાં તો ઉભા થવાની શક્તિ નથી, તો પછી હું ચાલી શકીશ કેવી રીતે?" જગતે અત્યંત દુ:ખી સ્વરે કહ્યું.

"ઠીક, પણ ભાઇ! મને નિર્દયી, ક્રૂર નહિ સમજતો. તારે માટે જે કંઇ પ્રયત્નો મારાથી થઇ શકશે તે બધાં કરીશ. આવ, આપણે આનંદે ભેટીએ."

બન્ને સગા ભાઇની જેમ ભેટયા. બેઉના નેત્રોમાંથી શ્રાવણ ભાદરવો વર્ષ્યાં. જીવતાં હઇશું તો મળીશું બેઉએ પોકાર્યું.

વાંસનો એક છેડો ઉપરથી રમાએ ઝાલી રાખ્યો. નીચેથી વિજય ઉપર ચઢી આવ્યો.

"રમા! વિજયે આભારની દ્રષ્ટિએ કહ્યું. "હું આ જન્મ તારો ઋણી રહીશ. મને ભૂલતી નહિ."

વિજયે રમાની અને કિલ્લાની વિદાય લઇ આગળ ચાલવા માંડયું. થોડેક ગયા પછી તેણે પત્થર વતી બેડી તોડવાનો પ્રયત્ન કર્યો પણ નિષ્ફળતા મળી. તે ઇચ્છતો હતો કે, ચન્દ્ર ઉદય થાય તે પહેલાં જંગલ સુધી પહોંચી જવાય. પરન્તુ તે પહોંચી ન શકયો.

ચન્દ્રનો પ્રકાશ ચોમેર ઝળઝળી રહ્યો. રૂપેરી ચાન્દની પથરાઇ ગઇ. વિજયના સારા નસીબે જંગલમાં પહોંચ્યા સુધી તેને કોઇ મળ્યું નહિ.

વિજયે પુનઃ શૃંખલા તોડવાનો પ્રયત્ન કર્યો. પણ નિષ્ફળ થયો. તેના હાથ પગ કળવા લાગ્યા. તેણે વિચાર્યું, હવે શું કરૂં ? બસ ! ચાલવા જ દે. થોભવામાં સાર નથી. એક વાર બેસીશ તો પછી ઉભા થવું મુશ્કેલ થઇ પડશે. કદાચ સૂર્યોદય પહેલાં ન પહોંચાય તો આખો દિવસ જંગલમાં પસાર કરી ફરીથી રાત્રિએ સફર કરીશ.

આ જ સમયે બે લુટારા આવતાં તેણે જોયા. તરત જ તે ઝાડીમાં લપાઇ ગયો.

ચન્દ્ર ફીક્કો પડવા લાગ્યો. મળસ્કું થવા આવ્યું. જંગલ દૂર રહી ગયું. મેદાન દ્રષ્ટિગોચર થયું, હવે કિલ્લો નજીક જ હતો. ડાબી બાજુએ અગ્નિ પ્રકાશી રહ્યો હતો. ધુમાડો પણ નીકળી રહ્યો હતો. મનુષ્યોનું હલન ચલન પણ તેને દેખાયું.

જરાક તે આગળ વધ્યો. સમશેરનો અને ભાલાંનો ચળકાટ તેને જણાયો. બારીકાઇથી જોયું તો તેઓ રજપુત સૈનિકો હતા. તેઓ તાપણું કરી તાપતા બેઠા હતા.

વિજયમાં નવચેતન આવ્યું. આનન્દે તેને ગાંડો બનાવી દીધો. મુઠ્ઠીઓ વાળી તેણે દોડવા માંડયું, કદાચ લુટારાઓ તેને એટલામાં પકડી લે તો ?

સોએકવાર દૂર ગયો હશે એટલામાં તો કેટલાક લુટારા તેની તરફ આવતાં તેને જણાયા. વિજય ગભરાયો. ભયથી તેણે બુમ મારીઃ—

" દોડો ! દોડો ! મને બચાવો ! બચાવો ! "

રજપુત સિપાઇઓએ વિજયનો પોકાર સાંભળ્યો. લુટારાઓ સમીપ જ હતા. રજપુતો હજુ જરા દૂર હતા, વિજય દોડયો. લુટારાઓ પણ તેની પાછળ દોડયા. અન્તે વિજય સઘળા બળથી નાસી રજપુત

સૈનિકોમાં મળી ગયો. લુટારાઓ શિકાર ગુમાવી રજપુતોથી ડરી નાસી ગયા.

રજપુતો આશ્ચર્યથી તેની ફરતે વળી પૂછવા લાગ્યા, 'તું કોણ છે? કયાંથી આવ્યો છે?' પણ વિજયમાં જવાબ દેવાની શકિત જ કયાં હતી?

ગભરાટમાં ભાન ભૂલી તે "બચાવો! બચાવો!"નો પોકાર કરી રહ્યો હતો.

સિપાઇઓએ તેને ઓળખ્યો. વિજયે તમામ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. અન્તમાં તે બોલ્યો:—"ભાઇઓ! આ રીતે ઘેર ગયો અને લગ્ન કર્યાં. વિધાતાની અજબ લીલા છે."

બધાએ તેને ધીરજ આપી.

એક મહિના પછી પાંચ હજાર રૂપિયા આપી જગતસિંહ છુટીને કિલ્લામાં આવ્યો. આ સમયે તે અધમુવો થઇ ગયો હતો.

---

કરસન નામનો એક ગરીબ મજુર પોતાના શેઠને ત્યાં નોકરી કરી જીવન નિર્વાહ ચલાવતો હતો. એક દિવસે ખેતરોમાં થઇને તે કામે જતો હતો, એટલામાં અચાનક એક દેડકો તેની સામે ઉછળીને આવ્યો. કરસન ચપળતાથી બાજુએ ખસી ગયો, અને આથી દેડકો, ચુરાતાં સહેજમાં બચી ગયો. થોડેક દૂર ગયો કે તરત જ કોઇ પાછળથી તેને બોલાવતું હોય એમ જણાયું.

કરસને પાછળ ફરી જોયું તો એક સુન્દર કુમારી નજરે પડી. તેણે પૂછ્યું:—" કરસન તું પરણતો કેમ નથી ?"

" સુન્દરી ! હું કઇ હાલતે પરણું ? મારા શરીર પર જે કપડાં છે તે સિવાય બીજું મારી પાસે છે પણ શું ? મારા જેવા મુફલીસને કઇ સ્ત્રી પોતાનો ધણી બનાવે ?"

" મારી સાથે પરણશો ?" પેલી કુમારિકાએ કરસન સામે જોતાં પ્રશ્ન કર્યો.

કરસનને ગલગલીયાં થયાં. આવી અનુપમ સૌન્દર્યવતી સ્ત્રીને કોણ ન પરણે ? તેણે કહ્યું:— "હું લગ્ન કરવા રાજી છું પણ આપણે ક્યાં રહીશું ? ખાઇશું પણ શું ? કંઇ સાધન તો જોઇએ ને ?"

"તેની ચિન્તા શા માટે કરો છો. માણસ કામ વધારે કરે અને સૂવે થોડું. પછી તો ચાહે ત્યાં રહે. ખાધાં, પહેરવાં જોગું તો તે અવશ્ય કમાઇ લેશે ?"

"ઘણી સારી વાત છે. ચાલો આપણે લગ્ન કરી લઇએ. પણ આપણે પછી રહીશું ક્યાં ?

"શહેરમાં, ત્યાં ઠીક થઇ પડશે."

કરસન પેલી સ્ત્રી સાથે શહેરમાં ગયો. શહેરથી જરા દૂર તેમણે એક ઝુંપડી બાંધી અને લગ્ન કર્યાં પછી ગૃહસ્થાશ્રમ માંડી બેઉ ત્યાં રહેવા લાગ્યાં.

એક દિવસે તે શહેરનો રાજા ફરવા નીકળ્યો. કરસનની ઝુંપડી સમીપથી તે પસાર થયો. કરસનની સ્ત્રી રાજાને જોવા માટે બહાર આવી. જયારે રાજાએ આ રૂપરૂપના અંબાર સમી સુન્દરીને જોઇ ત્યારે તેને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું.

તે વિચારવા લાગ્યો, 'આ બેહીસ્તની પરી અહીં ક્યાંથી આવી ? શું તે ભૂલી પડી હશે ? આવું અનુપમ સૌન્દર્ય અને તે આવા ઝુંપડામાં. તેણે પોતાનો ઘોડો અટકાવ્યો, અને કરસનની સ્ત્રીને પૂછ્યું:—

"તું કોણ છે ?"

"હું કરસન નામના મજુરની સ્ત્રી છું."

"તું આટલી રૂપવંતી હોવા છતાં તેં આવા દરિદ્રી સાથે લગ્ન કેમ કર્યાં ? તારે તો રાણી થવું જોઇએ."

"આપ મારે વિશે આવો મત ધરાવો છો તે આપની કૃપા બતાવે છે પણ શ્રીમંતાઇ કરતાં હું તો ગરીબાઇને જ પસંદ કરૂં છું."

બીજી આડીઅવળી વાતો કરી રાજા ત્યાંથી ચાલી ગયો. મહેલમાં ગયો પણ તેનું ચિત્ત તો પેલી પરીસુરત સ્ત્રીમાં જ હતું, કેવી રૂપવાન? કેવી ચિત્તાકર્ષક? ખરેખર સુન્દરી તું તો સ્વર્ગની પરી જ છે, આખી રાત તેને ઉંઘ ન આવી. તે વિચારી રહ્યો કે, કેવી રીતે તેને મ્હારી બનાવું. જ્યારે કોઇ ઉપાય યાદ ન આવ્યો ત્યારે તેણે પોતાના નોકરને બોલાવ્યા અને એમને બધી વાત સમજાવી કહ્યું કે, 'એને અહીં લાવવા માટે કોઇ યુક્તિ અજમાવો.'

નોકરોએ કહ્યું:—"કરસનને મહેલમાં નોકરીએ રાખી લો. પછી અમે એને એવું કામ આપશું કે જેના ભારથી તે મરી જાય અને તેની સ્ત્રી વિધવા બને. તે પછી આપ એને અહીં લાવી શકશે?"

રાજાએ એમની સલાહ સ્વીકારી. તેણે નોકરોને આજ્ઞા આપી કે:—"કરસનને કહે કે મહેલમાં આવી કામ કરે અને તેની સ્ત્રી સહિત ત્યાં જ રહે."

મહારાજાના નોકરોએ આવી કરસનને આ હુકમ સંભળાવ્યો. તેની સ્ત્રીએ કહ્યું:—"ઠીક, જાઓ! આખો દિવસ મહેલનું કામ કરજો પણ રાત્રિના ઘેર આવજો."

કરસન ત્યાંથી ચાલી ગયો. જ્યારે મહેલમાં આવ્યો ત્યારે ચોકીદારે પૂછ્યું:—"તું એકલો કેમ આવ્યો તારી સ્ત્રી કયાં છે?"

"હું એને સાથે સાથે ફેરવ્યા કરૂં? શું તેનું પોતાનું ઘર નથી કે તે અહીં આવે?" કરસને જણાવ્યું.

મહેલમાં બે માણસોના જેટલું કામ તેને સોંપવામાં આવ્યું એણે કામ હાથમાં તો લીધું પરન્તુ તેને આશા ન હોતી કે તે આટલું બધું કામ એકલો સમાપ્ત કરી દેશે. પણ જ્યારે સાંજ પડી ત્યારે જુએ છે તો બધું કામ પૂર્ણ થએલું જણાયું. ચોકીદારે સાંજે જતી વખતે જોયું તો કામ પૂરૂં થએલું દેખાયું. બીજે દિવસે તેને ચારગણું કામ આપવામાં આવ્યું.

કરસન ઘેર આવ્યો. બધી વસ્તુઓ વ્યવસ્થીત હતી. ભોજન પણ તૈયાર હતું. તેની સ્ત્રી પાટલા પર બેસી વસ્ત્ર સાંધતી તેની પ્રતીક્ષા કરતી બેઠી હતી. કરસન જ્યારે અંદર પ્રવેશ્યો ત્યારે તેણે ઉઠી પ્રેમથી તેનું સ્વાગત કર્યું. ભોજન પીરસ્યું અને ખાધા પછી કામ વિશે વાતચીત કરવા માંડી. કરસને કહ્યું:—“ અરે, કામ તો ઘણું સખ્ત છે. આ લોકો ભારી કામ આપી મને મારી નાંખવા માંગે છે.”

“કામથી ગભરાશો નહિં.” તેણે કહ્યું, “કેટલું કામ કર્યું અને કેટલું બાકી છે તે તમે જોશો જ નહિ. તમારી મેળે કામ કર્યા જ કરજો. બધું બરાબર થઇ જશે.”

કરસન સૂઇ ગયો. સવારે ફરી પાછો કામે ગયો, અને આમતેમ જોયા વગર જ કામમાં રચ્યો પચ્યો રહ્યો. જ્યારે સાંજ પડી ત્યારે બધું કામ પૂર્ણ થએલું જણાયું, અંધારૂં થતાં પહેલાં તો તે ઘેર આવ્યો.

કરસનનું કામ દિવસે દિવસે વધતું જ ગયું, આમ છતાં પણ તે વખતસર પૂરૂં કરી નાંખતો અને રાત્રિએ સુવા પોતાની ઝુંપડીએ ચાલ્યો જતો. એક અઠવાડીયું પસાર થઇ ગયું. રાજાના નોકરોએ જોયું તો કરસન મરવાને બદલે ખુશખુશાલ ફરે છે. ત્યારે તેમણે તેને એવું કાર્ય સોંપવા માંડયું કે જેમાં બુદ્ધિ અને ચાતુર્યની જરૂર પડે. પણ તેમાંએ તેઓ ન ફાવ્યા. સુથારી, કડીયા કામ વગેરે કાર્યો તેને સોંપવામાં આવ્યા પણ એઓ જે કંઇ કામ તેને આપતાં, તે કરસન યોગ્ય સમયે પૂર્ણ

કરી રાત્રિના પોતાની સ્ત્રીની પાસે ચાલી જતો. આમ બીજું અઠવાડીયું પસાર થઇ ગયું.

રાજાએ નોકરને બોલાવી કહ્યું:-"તમે લોકો હરામનું ખાઓ છો. બે અઠવાડિયાં પસાર થઇ ગયાં છતાં પણ તમે કંઇ કરી શકયાં નથી. બડાઇ તો બહુ મારતા હતા કે અમે કરસનને મારી નાંખશું પણ તમે તો તેના શરીરના હાડકાંએ કાઢયાં નથી શું તમે મને બેવકૂફ ધારો છો?"

નોકરો પોતાનો કક્કો ખરો કરવા લાગ્યા.—"અમે મોટાં મોટાં કામો આપી તેને થકવવા બહુ પ્રયત્નો કર્યા. પણ મુશ્કેલમાં મુશ્કેલ કામ પણ તે મોટી સફળતાથી પાર પાડતો હતો. આમ કરતાં તે જરાએ થાકતો નહોતો. એ પછી અમે તેને એવું કાર્ય આપવા લાગ્યા કે જેમાં બુદ્ધિની જરૂર પડે પરન્તુ આ પણ તે ચપળતાથી પાર પાડવા લાગ્યો. કોણ જાણે તેનામાં એવી તે કઇ શક્તિ છે કે જે તેને મદદ કરી રહી છે? કદાચ તેને યા તો તેની સ્ત્રીને કોઇ દેવની મદદ હશે? અમે હવે તો હારીને બેઠા છીએ. ઇચ્છા થાય છે કે તેને એવું તો મુશ્કેલ કાર્ય આપીએ કે જે તેની શક્તિની બહાર હોય!"

"અમે વિચાર કર્યો છે કે તેને એક જ દિવસમાં મન્દિર બનાવવાનું કહેવામાં આવે. આપ કરસનને બોલાવી આજ્ઞા આપો કે, "મારા મહેલની સામે એક દિવસમાં જ મન્દિર ઉભું કર, અને જો એ કાર્ય તેનાથી ન થાય તો તરત જ આજ્ઞા ન પાળવા માટે આપ તેનું માથું ઉડાવી દેજો."

રાજાએ કરસનને બોલાવ્યો અને હુકમ કર્યો કે:—"મારા મહેલની સામે જે જગ્યા ખાલી છે ત્યાં મારે માટે એક મન્દિર ચણ. કાલ સાંજ સુધીમાં આ કાર્ય ખતમ થવું જોઇએ. કામ પૂરું કરશે

તો તને ઇનામ આપવામાં આવશે પણ જો નથી થયું તો તારૂં મસ્તક ધડથી છૂટું કરવામાં આવશે."

રાજાની આજ્ઞા સાંભળી કરસન ઘેર ગયો. 'મારો અન્તકાળ હવે આવી પહોંચ્યો છે' તેણે વિચાર્યું. તે પોતાની સ્ત્રી પાસે આવ્યો અને બોલ્યો:—

"ચાલ, તૈયાર થઇજા, આપણે અહીંથી નાસી જઇએ. નહિ તો મારો જાન જશે."

"કેમ આટલા બધા ગભરાઇ ગયા છો? નાસી જવાની શી જરૂર છે?"

"ગભરાઉં નહિ તો શું કરૂં? રાજાની આજ્ઞા છે કે કાલે એક દિવસમાં જ મારે મન્દિર બનાવવું. જો હું એ કામ ન કરી શકું તો મારૂં મસ્તક છેદી નાંખવામાં આવશે. હવે માત્ર એક જ રસ્તો છે, અને તે અહીંથી જાન બચાવી નાસી જવાનો."

પરન્તુ કરસનની સ્ત્રીને આ વિચાર ન ગમ્યો. તે બોલી:—
"રાજાની પાસે સૈનિકો ઘણા છે. આપણે જ્યાં ગયાં હઇશું ત્યાંથી તે આપણને અહીં પકડી મંગાવશે. તેમની આજ્ઞાનું પાલન કર્યે જ આપણો છુટકો છે."

"પણ હુકમ કેમ પાળવો? આ કામ તો મનુષ્યના સામર્થ્યની બહાર છે?"

"એમાં આટલા ઉદાસ શા માટે થાઓ છો? કાલની વાત કાલે. અત્યારે તો જમી આનંદથી લેટી જાઓ. સવારે વહેલા ઉઠી કામે જજો. બધું કામ થઇ જશે."

કરસન જમી સૂઇ ગયો. મળસ્કું થતાં જ તેની સ્ત્રીએ તેને જગાડ્યો, અને કહ્યું:—"હવે જલદી જાઓ અને મન્દિર તૈયાર કરવા માંડો. લો, આ હથોડી અને ખીલા. હજુ તેમાં આખો દિવસ ચાલે એટલું કામ બાકી છે."

કરસન શહેરમાં ગયો. અને મહેલની સામેની જગ્યાએ પહોંચ્યો. જુએ છે તો સામે જ એક મંદિર ઉભું છે. હજુ એ પૂરું થવામાં થોડુંક કામ બાકી છે. કરસન જે કામ બાકી હતું. તે કરવા લાગ્યો. સન્ધ્યા સમયે મન્દિરનું બધું કામ પૂર્ણ થઇ ગયું.

રાજા સૂઇને ઉઠયો, અને બહાર જુએ છે તો મન્દિર તૈયાર જોયું. કરસન આમતેમ ફરી ખીલા મારી રહ્યો હતો. રાજા મન્દિર જોઇ રાજી થવાને બદલે ગુસ્સે થઇ ગયો. આટલા ઉપાયો યોજવા છતાં પણ કરસનની સ્ત્રી હાથ આવતી નથી તે જોઇ તે ક્રોધે ભરાયો તેણે નોકરોને બોલાવી કહ્યું:—"કરસને આ કામ પણ પુરું કરી નાંખ્યું છે. હવે તેને મારવાનું કયું બ્હાનું કઢાય ? તમે કોઇ બીજી યુકિત રચો. નહિ તો તેની સાથે તમારૂં પણ મસ્તક ઉડાવી દેવામાં આવશે."

નોકરો ભેગા મળી બીજા ઉપાયો શોધવા લાગ્યા. તેમણે વિચાર્યું કે, કરસનને મહેલની ચારે તરફ એક એવી મોટી નદી બનાવવાનું કહેવામાં આવે કે જેમાં વહાણો પણ ચાલતાં હોય રાજાએ કરસનને બોલાવી આ નવું કાર્ય સોપ્યું.

તેણે કહ્યું:-"જ્યારે તેં એક રાતમાં મન્દિર તૈયાર કરી નાંખ્યું ત્યારે તું આ કામ પણ સહેલાઇથી કરી શકીશ. કાલેજ બધું પૂરૂં થવું જોઇએ નહિ તો તારૂં માથું કાપી નાંખવામાં આવશે.

કરસન પહેલાં કરતાં પણ અધિક હતાશ બની પોતાની સ્ત્રી પાસે આવ્યો.

સ્ત્રીએ પૂછ્યું:-" કેમ આમ હતાશ થઇ ગયા છે ? શું રાજાએ કંઇ નવું કામ સોંપ્યું છે ?"

કરસને બધી વાત કહી. એ બોલ્યો:-" હવે તો નાસી જવું જ ઠીક છે."

"સીપાઈઓથી ભાગીને જવું ક્યાં ? આપણે ગમે ત્યાં જઈશું તો પણ પકડાયા વગર રહેવાના નથી. આજ્ઞા-પાલન સિવાય બીજો કંઈ જ ઉપાય મને દેખાતો નથી." સ્ત્રીએ ઉત્તર આપ્યો.

"પણ આ કામ કેવી રીતે થઈ શકે ?" કરસને ઉદાસભાવે કહયું.

"જુવો આમ નિરાશ ન થાઓ. ચાલો જમી લો અને શાન્તિથી સુઈ જાઓ. સવારે બધું ઠીક થઈ જશે."

કરસન જમીને નિદ્રાવશ થયો. સવાર થઈ ત્યારે તેની સ્ત્રીએ તેને જગાડયો અને કહયું:–" સીધાં મહેલ પાસે જ જજો. ત્યાં બધું બરાબર છે માત્ર થોડોક કાદવ જ રહી ગયો છે તે પાવડા વતી બહાર કાઢી નાંખજો. એટલામાં સાંજ પડી જશે અને તમે ઘેર આવજો."

રાજા સૂઈને ઉઠયો. બહાર જુવે છે તો જ્યાં નદીનું નામ-નિશાન પણ નહોતું ત્યાં નદી તૈયાર છે. એમાં મોટાં જહાજો પણ ચાલી રહ્યાં છે, એક બાજુ કરસન પાવડો લઈ કાદવ બહાર કાઢી રહ્યો છે. રાજા આ દ્રશ્ય જોઈ આશ્ચર્ય પામ્યો. પણ રાજી ન થયો. તેને કરસન પર ઘણો ક્રોધ ઉપજ્યો. કેમે કરી આ માણસ મરતો નથી એ રાજાને મન મોટા દુઃખનો વિષય હતો. આ માણસ મરે તો જ તેની પરીસુરત સ્ત્રી હાથ આવે. પણ કરે શું ?

તેણે પોતાના નોકરોને બોલાવી ફરી મંત્રણા ચલાવી. તે બોલ્યો:—"કોઈ એવું કામ બતાવો કે જે કરસન કરી જ શકે નહિ. ગમે તે ઉપાયે એનું કાસળ કાઢી એની સ્ત્રી મને મેળવી આપો. મારે એટલું જ જોઈએ છે."

રાજાના નોકરોએ ઘણો વિચાર કર્યો. અન્તમાં તેમણે એક ઉપાય શોધી કાઢયો. રાજા પાસે આવી તેઓ કહેવા લાગ્યા :–" મહારાજ કરસનને બોલાવી તેને કહો કે, 'તું ત્યાં જા, ક્યાં તે હું કહીશ નહિ.

અને મારે માટે. કંઇક ચીજ લઇ આવ. શું તે હું કહીશ, નહિં.' પછી એ ગમે ત્યાં જઇ તમારી પાસે પાછો આવશે, ત્યારે તમે તેને કહી શકશો કે, 'તું મારી બતાવેલી જગ્યાએ ગયો નથી,' અને એ કોઇ પણ ચીજ લાવે તો પણ તમે કહેજો કે, 'મેં આ વસ્તુ નહોતી મંગાવી.' આમ કહી આજ્ઞા ન પાળવા માટે આપ તેનું મસ્તક છેદી નાંખજો અને પછી તેની સ્ત્રીને પકડી મંગાવી મહેલમાં રાખજો."

આ યુક્તિ સાંભળી રાજા ઘણો પ્રસન્ન થયો. હવે જરૂર તે કોમળાંગી પોતાના હાથમાં આવશે. રાજા મનમાં રાચવા લાગ્યો. તેણે તરત જ કરસનને બોલાવી મંગાવ્યો અને આજ્ઞા ફરમાવી કે:—"તું ત્યાં જા, ક્યાં તે હું જણાવીશ નહિ, અને મારે માટે કંઇક ચીજ લઇ આવ, શી ચીજ તે હું કહીશ નહિ. જો તું આ આજ્ઞા ઉઠાવશે નહિ તો તારૂં શિર છેદી નાંખવામાં આવશે."

કરસન વીલે મોઢે પોતાની સ્ત્રી પાસે આવ્યો. અને બધી વાત તેણે તેને કહી સંભળાવી.

"આ લોકો તમને ફસાવી મારી નાંખવા માંગે છે. કંઇ નહિ. ખૂબ વિચારીને કામ કરવાની જરૂર છે." તેની સ્ત્રીએ વાત સાંભળી કહ્યું.

અને એ વિચારવા લાગી. આ કામ કેવી રીતે પાર પાડવું ? અન્તે લાંબો વિચાર કર્યા પછી તે બોલી:—"આ કાર્ય માટે તમારે દૂર જવું પડશે. અહીંથી ઘણે દૂર મારા એક વૃદ્ધ દાદીમા રહે છે. તેમની પાસે તમે જજો અને આ વિષે સલાહ માંગજો. તે ખેડુતો અને સૈનિકોની માતા છે. જો તેમની મદદથી કોઇ વસ્તુ મળી જાય તો તે લઇ સીધા તમે મહેલમાં જ જજો. હું ત્યાં જ હઇશ. કારણ હવે હું બચી શકું એમ નથી. એ લોકો બળાત્કારે મને અહીંથી લઇ જશે એમાં

જરાએ સંદેહ નથી. દાદીમા કહે તે પ્રમાણે વર્તશે તો જરૂર આ આફતમાંથી ઉગરી જશો."

સ્ત્રીએ પોતાના પતિને મુસાફરીએ જવા માટે ઉત્સાહિત કર્યો. કરસનને પણ હવે હિંમત આવી. તે જવા માટે તૈયાર થયો. જતી વખતે તેની સ્ત્રીએ તેને રેંટીયાની એક ત્રાક આપી અને કહ્યું:–"દાદીમાને આ આપશો એટલે તેઓ તુરત તમને ઓળખશે કે તમે મારા સ્વામી છો." એ પછી સ્ત્રીએ રસ્તો બતાવી તેને વિદાય આપી.

કરસને ઘેરથી પ્રયાણ કર્યું. તેણે એટલી ઝડપથી ચાલવા માંડયું કે જોતજોતામાં તો શહેર પાછળ રહી ગયું. થોડેક દૂર ગયો તો એક મોટા મેદાનમાં કેટલાક સિપાઇઓ કવાયત કરતા તેના જોવામાં આવ્યા કરસન ઉભો રહી તેમની કસરત જોવા લાગ્યો. કવાયત સમાપ્ત થતાં સિપાઇઓ આરામ લેવા નીચે બેઠા. કરસન એમની પાસે ગયો અને અને પૂછવા લાગ્યો:–" ભાઇઓ તમે **કંઇ નહિ** ચીજ લાવવાનો રસ્તો જાણો છો? અને '**અજ્ઞાત ચીજ**' કયાં મળશે તે જણાવશો ખરા?"

આ વિચિત્ર વાત સાંભળી સૈનિકો આશ્ચર્ય પામ્યા. તેમણે તેને પૂછયું.–" અલ્યા, આ કામ તને કોણે સોંપ્યું?"

" રાજાએ."

" જે દિવસથી અમે લોકો સિપાઇગીરી કરી રહ્યા છીએ તેજ દિનથી અમે પોતે કયાં છે તે જાણ્યા વગર ત્યાં જઇ રહ્યા છીએ અને અમે કંઇ '**અજ્ઞાત ચીજ**'ની શોધમાં જ છીએ પણ એ વસ્તુ મળતી નથી, તો અમે તને કેવી રીતે મદદ કરીએ?"

કેટલાક વખત સુધી કરસન સિપાઇઓની પાસે બેસી રહ્યો, પછી પાછો ઉઠયો અને પોતાની કૂચ શરૂ કરી. કેટલાક માઇલ ચાલ્યા પછી એક વન આવ્યું. એમાં એક ઝુંપડી હતી અને તેમાં એક વૃદ્ધા

બેઠી બેઠી સુતર કાંતી રહી હતી. તે ખેડુતો અને સૈનિકોની માતા હતી સુતર કાંતતા કાંતતા તેના નેત્રોમાંથી નીર ટપકતાં હતાં.

વૃધ્ધા એક મનુષ્યને પોતાની સમીપ આવેલો જોઇ આશ્ચર્ય પામી. તે તરત જ મોટેથી બોલી:—"તું અહીં શા માટે આવ્યો ?"

જવાબમાં કરસને પોતાની સ્ત્રીએ આપેલી ત્રાક આપતાં કહ્યું :- "મારી સ્ત્રીએ મને આપની પાસે મોકલ્યો છે અને આ ચીજ આપને આપવાનું જણાવ્યું છે."

વૃધ્ધા આનંદિત બની અને પોતાની પુત્રીના સમાચાર પૂછવા લાગી. કરસને પોતાના જીવનનો બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. કુમારી સાથેના લગ્નથી માંડીને તે મહેલમાં કામ કરવાનો, મંદિર, જહાજસહિત નદી વગેરે બનાવવા સુધીનો બધો હેવાલ તેને કહ્યો. અન્તમાં એણે કહયું:—"હવે રાજાએ મને આજ્ઞા આપી છે કે 'તમે ગમે ત્યાં જાઓ અને કંઇ **'અજ્ઞાત ચીજ'** લઇ આવો.'

ડોસીએ અન્ત સુધી બધા સમાચાર સાંભળી લીધા, પછી પોતાના આંસું લુછી નાંખ્યા અને મનમાં બડબડી, હવે યોગ્ય સમય આવી ગયો છે. કરસનને ઉદ્દેશી તેણે કહ્યું:—"બેટા, હવે તું આરામ લે. હું તારે માટે ખાવાનું તૈયાર કરાવું છું."

કરસને ભોજન કર્યું. પછી વૃધ્ધાએ શું કરવું તેની સમજણ આપી. "જો." તેણે કહ્યું, 'આ દોરાનો એક દડો છે. તેને તારી સામે ગબડાવજે. દડો ગબડતો ગબડતો જ્યાં જાય ત્યાં તેની પાછળ પાછળ તું જજે. તેની પાછળ તારે દૂર સુધી જવું પડશે. જયારે સમુદ્ર આવશે ત્યારે આ દડો અટકી જશે. સમુદ્રને કિનારે એક મોટું શહેર જણાશે, આ શહેરમાં તું દાખલ થજે અને તેને બીજે છેડે આવેલા એક મોટા ઘરમાં રાતવાસો રહેવા માંગણી કરજે અહીં તું જે વસ્તુની શોધ કરી રહ્યો છે તે તને ત્યાં મળશે."

"પણ, માજી, હું તે ચીજને ઓળખીશ કેવી રીતે?" કરસને કહ્યું.

"જ્યારે તું કોઇ એવી વસ્તુ જુવે કે જેની આગળ છોકરો પોતાના મા—બાપનું પણ કહેવું માને નહિ ત્યારે નક્કી તું સમજી જજે કે આ તેજ વસ્તુ છે. એ ચીજને લઇ તું સીધો રાજા પાસે જજે. રાજા તને કહેશે કે, 'મારી મંગાવેલી આ વસ્તુ નથી.' ત્યારે તું જવાબ આપજે કે, 'જો તમારી મંગાવેલી આ ચીજ ન હોય તો જરૂર તેને તોડી નાંખવી જોઇએ.' એમ બોલી તું એને ઠોકજે અને નદી આગળ લઇ જઇ તેના કકડે કકડા કરી પાણીમાં નાંખી દેજે. આ બધું કર્યા પછી તું તારી સ્ત્રીને પાછી મેળવી શકશે અને મારા આંસુ પણ ત્યારે જ સૂકાશે."

કરસને વૃદ્ધા પાસેથી વિદાય લીધી અને દડાને પોતાની આગળ ગબડાવતો ગબડાવતો ચાલ્યો. દડો ગબડતો ગબડતો છેક સમુદ્ર સુધી પહોંચ્યો. દરિયા કિનારે એક મોટું નગર વસેલું હતું, અને એ નગરને છેડે એક મોટું ઘર હતું. કરસને તેમાં એક રાત રહેવા માટે ઘરધણીને વિનંતિ કરી. તેની માંગણી તરત જ મંજુર કરવામાં આવી. કરસન ઘરમાં સૂઇ ગયો. સવારે એ જાગ્યો અને સાંભળે છે તો, એક બાપ પોતાના પુત્રને બહારથી લાકડાં કાપી લાવવાનું કહી રહ્યો છે. પુત્ર પિતાની આજ્ઞા પાળતો નથી અને કહે છે કે, 'હજુ સવાર થવાને ઘણી વાર છે.' એ પછી કરસને સાંભળ્યું તો માતા પણ કહી રહી હતી:—
"બેટા, જા, તારા બાપની કમર દુઃખે છે તેથી તેઓ આજે તને જવા માટે જણાવે છે, ઉઠવાનો સમય પણ થઇ ગયો છે."

છોકરો બબડયો અને પાછો સૂઇ ગયો. એ સૂતો કે તરત જ રસ્તા પરથી કંઇ ગર્જવાનો અને વગડવાનો અવાજ આવ્યો. છોકરો તરત જ બેઠો થયો અને કપડાં પહેરી રસ્તા તરફ દોડયો. કરસન પણ

ઉઠયો, અને એવી કઇ ચીજ છે કે જેને છોકરો મા-બાપની આજ્ઞા કરતાં પણ વધારે ગણે છે, તે જોવા દોડયો. રસ્તા પર આવી જોયું તો એક મનુષ્યે પોતાના પેટ પર કોઇ વસ્તુ બાંધેલી છે અને તેને બે દાંડીઓથી પીટી રહ્યો છે. કરસને જરા વધારે નજીક આવી જોયું તો તે એક નાની પીપ જેવી લંબગોળ વસ્તુ જણાઇ. અને તેની એક બાજુ ચામડાથી મઢી લેવામાં આવી હતી.

"આ શું છે?" કરસને પેલા માણસને પ્રશ્ન કર્યો.

"પડઘમ." જવાબ મળ્યો.

"શું આ પોલું છે?"

"હા."

કરસનને મોટું આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યું:-"મને આપશો?"

"ના."

કરસને બે ત્રણ વખત આજીજી કરી તે આપવા જણાવ્યું. પરન્તુ પેલાએ તે ન આપ્યું. આથી કરસને પડઘમ માંગવાનું છોડી દીધું અને તેની પુઠે જવા માંડયું. આખો દિવસ તે તેની પાછળ પાછળ ચાલ્યો. અન્તે સાંજ સમયે પડઘમચી પોતાની પાસે પડઘમ મુકી આરામ લેવા સૂઇ ગયો. જયારે તે નિદ્રાધીન થયો ત્યારે કરસને તે પડઘમ લઇ લીધું અને ત્યાંથી પોબારા ગણી ગયો.

નાસતાં નાસતાં તે પોતાના શહેરમાં આવ્યો. પહેલાં ઘર પર પોતાની સ્ત્રીને મલવા ગયો. પણ તે ત્યાં ન હતી. જે દિવસે એ ગયો હતો તેને બીજે જ દિને રાજાએ તેને બળાત્કારથી પોતાના મહેલમાં મંગાવી આણી હતી, હવે કરસન મહેલ પર પહોંચ્યો અને રાજાને સન્દેશો મોકલ્યો કે:—"ત્યાં ગયો હતો અને કંઇ '**અજ્ઞાત ચીજ**' લઇ પાછો ફર્યો છું."

નોકરે કરસનનો સન્દેશો રાજાને જણાવ્યો. પણ રાજાએ તેને બીજે દિવસે બોલાવવાનું કહ્યું.

કરસને કહ્યું:—“રાજાને જણાવી દો કે હું આજે અહીં આવી ગયો છું અને તમારી મંગાવેલી વસ્તુ લાવ્યો છું. એમને બહાર આવવાનું કહો. નહિ તો હું અંદર આવીશ.”

રાજાએ બહાર આવી તેને પૂછ્યું:—“તું ક્યાં ગયો હતો ?”

કરસને આંગળી બતાવી પોતે જ્યાં ગયો હતો તે દિશા બતાવી.

“મેં કંઇ તને ત્યાં જવાનું નહોતું કહ્યું. અને તું શું લાવ્યો છે ?”

જવાબમાં કરસને પડઘમ બતાવ્યું.

“મેં આ વસ્તુ લાવવાનું નહોતું કહ્યું ? આ તો તું જુદી જ વસ્તુ લઇ આવ્યો ?” રાજાએ જરા જુસ્સાથી કહ્યું.

“આપના કહ્યા મુજબની આ વસ્તુ ન હોય તો જરૂર એને તોડી નાંખવી જોઇએ. જહન્નમમાં જાય ! મારે શું ?”

પડઘમ લઇ કરસન મહેલની બહાર નીકળ્યો અને તે વગાડતો વગાડતો જવા લાગ્યો. પડઘમનો અવાજ સાંભળી રાજાના સૈનિકો પોતાનું કામ અધુરૂં મુકી જે બાજુથી અવાજ આવતો હતો તે તરફ઼ જવા લાગ્યા. ટુંક સમયમાં તો રાજાની આખી સેના કરસનની પાછળ ગાંડી બની દોડવા લાગી.

રાજા બારીએથી બુમો પાડી સૈનિકોને તેની પાછળ નહિ જવા માટે કહેવા લાગ્યો. પણ તેનું સાંભળે કોણ ? સૈનિકો તો ક઼રસનની પાછળ દોડતા જ હતા.

રાજાએ માથે હાથ મૂકયો. હવે શું કરવું? આખું સૈન્ય આ માણસની પુઠે દોડે છે. અવશ્ય કંઇ ઉપાય કરવો જોઇએ નહિ તો પછી લશ્કર વગર હું રાજ્ય શી રીતે ચલાવીશ?

અન્તે તેણે પોતાના નોકરને બોલાવી કરસનની સ્ત્રીને તેની પાસે પાછી મોકલાવી દીધી, અને કરસનને કહેવડાવ્યું કે:–"હવે પડઘમ મને આપી દે."

કરસને જવાબ મોકલ્યો:–"એવું નહિ થઇ શકે. પડઘમનો નાશ જ કરવામાં આવશે."

કરસન નદી કિનારે આવી પહોંચ્યો. સિપાઇઓ પણ તેની પાછળ જ હતા. પડઘમના તેણે ચુરેચુરા કર્યા અને તેના ટુકડા પાણીમાં નાંખી દીધા.

પડઘમનો અવાજ બંધ થતાં જ બધા સૈનિકો નિરાશ પામી પાછા નાસી ગયા.

કરસન પોતાની પત્નીને લઇ ઘેર આવ્યો. હવે રાજાએ તેને સતાવવાનું છોડી દીધું અને બેઉ સુખપૂર્વક રહેવા લાગ્યા.

**સમાપ્ત.**



---